પુસ્તક માટે નિચે લખેલે ઠેકાણે પત્ર વ્યવહાર કરવો.

નંદલાલ લક્ષ્મણભાઇ ઠક્કર.

ભાવનગર.

રાજર્ષિ પ્રવર મહાકવિ શ્રી ભર્તૃહરિ પ્રણિત

# 'विज्ञान शतक.'

મૂળ સહિત ગુર્જર ભાષાન્તર તથા
વિસ્તિર્ણ ટીકા સાથે.

---

યોજનાર

## જગજીવન કાળીદાસ પાઠક.

પ્રકાશક,

**N. L. THACKAR.**



સંવત ૧૯૬૧ સને ૧૯૦૫.

કીંમત રૂ. એક.

ધી ચંદ્ર પ્રકાશ પ્રેસ અમદાવાદ તથા સત્ય પ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ-ભાવનગરમાં
મુદ્રાંકિત.

# अर्पण पत्रिका.

---

શ્રીસનાતનયોગમાર્ગોદ્ધારક, પરમકારુણિક, યોગવિદ્વરિષ્ઠ, સદ્ગુરુપરમાત્મા

શ્રીનાથશર્મા

ની

સેવામાં;

હે અશરણશરણનાથ ! હે ભક્તવત્સલ ભગવન ! હે દીનબંધુ કૃપાસિંધુ પ્રભો! આપ આ દાસને સંસારસાગર તરવાની નૌકારૂપ છો, અજ્ઞાનતિમિર ભેદવાના સૂર્યરૂપ છો ને શ્રેયસ્કર બ્રહ્મવિદ્યા અર્પનાર આચાર્યરૂપ છો. જેથી આ જીવનના એક મહામંગળમય પ્રસંગે પૂર્વપરંપરાની રીતિપ્રમાણે આપશ્રીનાં પરમપુજ્ય ચરણારવિન્દોમાં અર્પણ કરેલું આ સમિત્પુષ્પ સ્વીકારી સેવકને કૃતાર્થ કરશોજી.

વિજ્ઞાન જેનો વિષય છે. અને મહાયોગી, મહાજ્ઞાની રાજર્ષિપ્રવર જેના કર્ત્તા છે એવું આ **विज्ञानशतक** વિજ્ઞાનસ્વરૂપી, મહાયોગી, મહાજ્ઞાની ને બ્રહ્મર્ષિપ્રવર એવા જે આપશ્રી તેમનાં ત્રિભુવનપાવન ચરણારવિન્દો વિના અન્ય ક્યાં સ્થિતિ કરશે ? ક્યાં શોભશે ?

હે કરુણાળુ નાથ !

**धन्योऽस्मि कृतकृत्योऽस्मि कृतार्थं जीवितं च मे ।**
**त्वत्पादस्पर्शनादेव विमुक्तोऽस्मि न संशयः ॥ १ ॥**
**न याचे हे कृपानाथ ! सुखं विषयसंभवम् ।**
**त्वत्पादकमले सक्ता भक्तिरेव सदास्तु मे ॥ २ ॥**

લિ.

પુનઃ પુનઃ દંડવત્પ્રણામ કરનો

કૃપાકાંક્ષી સેવક,

ज. का. [illegible]

ॐ

# સુચિ પત્ર.

॥ 'बलीयसी केवलमीश्वरेच्छा' ॥

જનસમાજને પ્રસંગે પ્રસંગે આ સુત્રનું ભાન થાયછે; જગત્‌માત્ર પ્રભુની ઇચ્છાથીજ વહેછે; વ્યક્તિયોના અનેક પ્રયત્નો છતાં પણ જે વસ્તુ જે કાળે બનવાની હોયછે તેજ કાળે બને છે; 'વિજ્ઞાન શતક' આ મહાન્ સુત્રને પ્રત્યક્ષ કરી બતાવેછે.

આ પુસ્તકમાટે પ્રથમનો સુદર્શન, ચંદ્ર આદિ માસીકોમાં અનેક ચર્ચા જાગેલી અને શમી ગયેલી; તેમજ તે પ્રસિદ્ધ કરવા પણ બહુ પ્રયત્નો થયેલા, અને તે પણ શાંત થઇ ગયેલાં વસ્તુતઃ રા. જગજીવનદાસનો તે સમયનો પ્રયાસ સફલ થયેલો નહીં.

તે પછી ગયે વર્ષે આપુસ્તક રા. જટાશંકરશર્માને મળ્યું, અને એ ભાઇ તેની પ્રસિદ્ધિ માટે યત્ન કરવા લાગ્યા પરંતુ થયું એમકે—શરુઆતથી જે સ્હાયતાની આશામાં તેમનો ઉત્સાહ જાગ્યો હતો, તે સ્હાયતામાં નિરાશા મળી અને ઉત્સાહ ભાંગી પડયો; જેટલું છપાયું તેટલું ઝાંખી આશમાં છપાયેલું એટલે તેમાં ધ્યાન રહેલું નહીં અને એ રીતે ફરી પણ એ પુસ્તક જેમનું તેમજ પડી રહ્યું.

આ પ્રમાણે જીવન વહ્યાં પછી ભાઇ જટાશંકરે મને એ સંબંધે વાત કહી અને પ્રભુ કૃપાએ આજે તે પ્રસિદ્ધ થવાં પામ્યું છે.

ત્યારે આવે પ્રસંગે મારે માટે તો શ્રી ભગવદ્‌ગિતામાં કહેલુંછે તેવુંજ થયું: **निमित्त मात्रं भव सव्यसाचीन्.** છેવટે આ સૂચના પૂર્ણ કરતાં વિનંતિ કે—

'આજ સુધીના વિલંબ માટે' અને 'રહી ગયેલ દોષ માટે' વાંચકો ક્ષમા આપશે.

ભાવનગર. આશ્વિનશુદી ૧. ને વાર સોમ.

*N. L. Thakkar.*

# प्रस्तावना.

श्रृंगारादिरनेकजन्ममरणश्रेणीसमासादितै-
रेणाङ्कप्रमुखैः स्वर्दीपकमखैरालम्बनैरांजितः ।
अस्त्येव क्षणिको रसः प्रतिपलं पर्यन्तवैरस्यभृ-
ब्रह्माद्वैतसुखात्मकः परमविश्रान्तो हि शान्तो रसः ॥

भ. नि.

આટલું તો સર્વને સુવિદિત છે કે મહીપતિમંડળના મુકુટરૂપ મહાકવિશ્રી ભર્તૃહરિએ નીતિ, વૈરાગ્ય ને શૃંગાર સંબંધે ત્રણ શતકો રચેલાં છે, અને તેમાં આ મહાકવિરાજે પોતાની અસાધારણ નૈસર્ગિક કાવ્ય પ્રતિભાએ એવી તો ચારૂતા, ભવ્યતા ને રસિકતાની મોહક ભૂરકી ભરેલી છે કે આર્યાવર્તનું કોઈ સુજ્ઞજન તેથી અજ્ઞ નથી. ભોગવિલાસની અનુકૂળ સામગ્રીવાળા રાજ્યપદપર વિરાજતા નૃપના મસ્તિષ્કમાંથી આવી પુનિતપાવની મંદાકિની સરખી કવિતા ઝરે, એ જોકે રાજશેખર, શુદ્રક, ભોજ ને શ્રીહર્ષાદિ અનેક કવિ થએલા નૃપોવાળી આ આર્યભુમિમાં કદાપિ આશ્ચર્યકારક ન ગણીએ તોપણ ધન્યભાગ્ય દર્શાવનારૂં તો છેજ. પ્રસ્તુત મહાકવિ ભર્તૃહરિનાં શતકોમાં છે તો માત્ર સો સો શ્લોકો! કોઇ વિસ્તૃત ગ્રંથ, મહાકાવ્ય કે મહાનાટક નથી; તોપણ આ અલ્પ શ્લોકોએ પણ અગાધ સાહિત્યભરેલી મહાસંસ્કારી અનુપમ દેવગિરા (સંસ્કૃતભાષા)માં પોતાનું ઉત્તમસ્થાન સંપાદન કરેલું છે તેજ આ કવિરાજની અદ્ભુત શક્તિની વિજયપતાકા છે. દરેક શ્લોક સૂક્ષ્મદ્રષ્ટિથી અવલોકતાં જાણે તેનું રહસ્ય, પોતાની સૂક્ષ્મ બુદ્ધિના તર્કોનું અને સ્વાનુભવનાં સૂક્ષ્મ તત્ત્વોનું મિશ્રણ કરી ઉપજાવી કાઢયું હોય એમ લાગે છે વળી મનુષ્યના સ્વભાવની સૂક્ષ્મ લાગણીઓને-બાલ, યુવા ને વૃદ્ધાવસ્થાની સૂક્ષ્મતર જિજ્ઞાસાઓને—અને સહજ સરળ આર્યોના પવિત્ર હૃદયની સંતુષ્ટતાદિ સ્વાભાવિક પ્રેરણાઓને અનાયાસે કવિરાજ અકૃત્રિમ વાણીમાં ઉતારતા હોય અથવા તો હૃદય પોતેજ પોતાનું ચિત્ર આલેખતું હોય એવો ભાસ થાય છે. આમ હોવાથીજ આપણને ના-

નનું દાન કરનારા પૂજ્ય ગુરૂઓની પંક્તિમાં સ્વાનુભાવનું આસ્વાદન કરાવનાર આ કવિરાજને ગણ્યાવિના ચાલે તેમ નથી. આ ગુરૂશ્રીનો લૌકિક દેખાતો પણ અલૌકિક અસર કરનારો, પરિમિત શબ્દોવાળો પણ હૃદયને વિસ્તૃત બનાવનારો અનુપમ બોધ અવર્ણ્ય છે. અને સ્વદેશી તથા વિદેશી વિદ્વાનોને એક સરખારીતે હૃદયમાં તલ સ્પર્શ કરનારો છે.

આ કવિરાજની અને તેમનાં શતકોની આવી અગાધ કાવ્ય પ્રતિભા હોવાથીજ અનેક કવિયોએ પ્રશંસા કરેલી છે. ઘણાક સંસ્કૃત લેખકોએ તો આ કવિના શતકોના શ્લોકોનાં શ્લોકનાં વાક્યોનાં કે કેવળ શબ્દોનાંજ અવતરણો પોતાના લેખોમાં દૃષ્ટાંત કે પ્રમાણ તરિકે લીધેલાં છે. અને સૂક્ષ્મ અવલોકન કરતાં એમ પણ સ્ફુરણા થાય છે કે સંસ્કૃત લેખકોનાં કેટલાંક માન્ય શતકોના કર્તાઓ પણ આજ શતકોની શૈલીથી મોહિત થઈ એવાં શતકો રચવા પ્રયત્ની થયા હશે. વળી અદ્યાપિ પર્યંત આ શતકોની એટલી તો અપાર લોકપ્રિયતા છે કે ઉત્તમ લેખકો અને સુવક્તાઓ છૂટે હાથે તેનો ઉપયોગ કરે છે.

વળી આથી સર્વેને સવિશેષ સાનંદાશ્ચર્ય થશે કે આપણા આજ કવિરાજે પોતાનાં ત્રણ શતકોની નિર્માણ કૌશલ્યતાથી સણગારેલું, સાક્ષરો અને પ્રાકૃતો સર્વેના મનને રંજન કરનારૂં, શ્રીબ્રહ્મ વિદ્યાત્મક **विज्ञानशतक** નામે ચોથું શતક રચેલું છે. શ્રીયુત તેલંગ અને મી૦ કોલબ્રુકાદિ વિદ્વાનો કેટલાક સમય પહેલાં સંશયાત્મકપણે સૂચન કરતા હતા કે "'વાક્યપદીય' નામે પ્રબંધ અને ચોથું શતક મહાકવિ ભર્તૃહરિયે રચેલાં છે." પણ આ શતક ક્યાં છે અને શાવિષે છે તે બાબતમાં કાંઇજ નિર્ણય નહતો. પરંતુ થોડા સમય પહેલાં નાગપુરનિવાસી સાક્ષરશ્રી કૃષ્ણશર્માએ આ શતક સંપાદન કરી, સાક્ષરોની સહાયતાથી સંશોધન કરી અંકિત કરાવેલું છે. અને આજે ત્રણ શતકોના માધુર્યનું આસ્વાદન કરનાર ગુર્જર વાચકોને ગરવી ગુર્જરીગિરાના ભાષાન્તરરૂપે આ શતક કંઠાભૂષણ કરાય છે તેથી મ્હને ઓછો આનંદ થતો નથી.

પ્રાચીન સમયમાં અત્રે જીવનવૃત્તો લખવાનો પ્રચાર નહિ હોવાથી ઘણાજ થોડા મહાન્ પુરૂષોના ઇતિહાસ સંબંધે આપણે ઘણુંજ થોડું જાણીએ છિયે. અને થોડાક મહાપુરૂષોના સંબંધે જે યત્કિંચિત્ જાણીએ

કિયે તેમાં પણ મતભિન્નત્વને લીધે કેટલુંક સંશયાત્મક લાગે છે તો કેટલુંક તો પ્રમાણના અભાવને લીધે અસત્યજ લાગે છે આ કવિરાજના સંબંધમાં પણ તેમજ છે. પ્રચલિત વાર્તા એવી છે કેઃ—[1]

"મહારાજા ભર્તૃહરિને વિક્રમ નામે લઘુ બંધુ હતો. પણ વિષયવાસનામાં અંધ થયેલા નૃપે પોતાની વ્યભિચારી સ્ત્રી પિંગળાના પ્રપંચને આધીન થઇ તેને દેશવટો દીધો. કેટલેક કાળે તે કુલટા સ્ત્રીની બેવફાઇ જણાઇ આવતાં રાજાને અતિ પશ્ચાત્તાપ ઉપજ્યો. અને તેમાં તેણે વૈરાગ્ય ગ્રહણ કર્યો "ધણી વિનાનાં ઢોર સૂનાં" એ ન્યાયે રાજ્ય નિરાધાર હોતાં પાયમાલ થયું. વિક્રમે થોડાક સમય પછી આવી રાજ્ય સ્વાધીનતામાં લીધું. આ વિક્રમ તે જ શકારિ મહારાજા વિક્રમાદિત્ય. તેમના નામથી સંવત ચાલ્યો."

આ લોકપ્રચલિત વાયકામાં ઝાઝું સત્ય લાગતું નથી. સમય નિર્માણ કરતાં મહારાજા વિક્રમાદિત્યશકારિ, આ કવિરાજથી છસો વર્ષ પહેલાં થએલ છે જેથી લઘુ બન્ધુની અને દેશવટો દીધાની વાર્તા નિર્મૂળ થાય છે. પિંગલાની કુચાલની વાર્તા પણ તેવીજ અપ્રમાણ છે. આ કવિના ગ્રંથમાં કે તેના સમકાલીન ઇતર કવિયોના કોઇ ગ્રંથમાં તેનું સૂચન પણ નથી. જનસ્વભાવની નિર્બળતા ચીતરવા લખેલો,

**यां चिंतयामि सततं मयि सा विरक्ता**
**साप्यन्य मिच्छति जनं स जनोऽन्यसक्तः**
**अस्मत् कृते च परितुष्यति काचिदन्या**
**धिक् तां च तं च मदनं च इमां च मां च ॥**

આ શ્લોક પ્રમાણ તરીકે ગણાય તેમ નથી, જેથી પિંગલાને અશ્વપાલ સબંધી આધુનિક લેખકોએ ગોઠવેલી વાતો ગળત છે. મહારાજા ભર્તૃહરિ સંબધે પ્રાચીન સંસ્કૃત કવિ **હરિહરોપાધ્યાય** પોતાના [1]ભર્તૃહરિ નિર્વેદ નાટકમાં આ પ્રમાણે લખે છે.

"મહારાજા ભર્તૃહરિને **ભાનુમતી** નામે સૌંદર્યમાં, સ્નેહાર્દ્રતામાં ને પતિપરાયણતામાં અનુપમ એક પત્નિ હતી તેના સ્નેહની કસોટી કરવામાટે

---

૧ જુઓ પ્રાચીન કાવ્યમાળા અંક ૨૯ મો.

મૃગયા નિમિત્તે જરા દૂર જઈ રાજાએ પોતાના મૃત્યુની ગપ ચલાવી. આવા વજ્રપાતસમા દારૂણ સમાચાર સાંભળતાંજ મહારાણીના પ્રણયીપ્રાણો વિના આક્રંદે, વિના આયાસે, શરીરથી જૂદા થયા. રાજાએ પાછાં આવતાં આ વિપરીત સમાચાર સાંભળ્યા. સાંભળતાંજ હતભાગી રાજા પવિત્રસતિનો અનુચિત પ્રેમ પરખી શોકવિહ્વલ થઈ [1]સહગમન કરવા તૈયાર થયો. ઉન્મત્ત બની વદવા લાગ્યો કેઃ—

**પ્રહર્ષિણી વૃત્ત.**

**[1]ના માની વિધિહત મ્હારી આજ આજ્ઞા,**
**કાન્તાનું કુણું વપુ વન્હિમાં ધરો છો.**
**હું મ્હારૂં હૃદય અશક્ત રોકવા છું,**
**હાવાં તો અરરર વન્હિમાં સમાઉં !**

પ્રધાન દેવતિલકે અને અન્યજનોએ ઘણો સમજાવ્યો. વૃથા. રોકર્યો રોકાણો નહિ ને ચિતામાં બળવા તૈયાર થયો. પણ તેવામાં સદ્ભાગ્યે પુણ્યપાદ મહાત્મા શ્રીગોરક્ષનાથે પધારી અદ્ભૂતબોધથી. સત્ય વસ્તુના સાક્ષાત્કારથી અને અલૌકીક સામર્થ્યથી રાજાના નિર્વેદને વૈરાગ્યરૂપે ફલિત કર્યો. રાજામૂળે ઉત્તમાધિકારી તો હતોજ. તે ઉત્તમઅધિકારીની વસ્તુ વિવેક રસે સિંચાયેલી ને નિર્વેદ હળે ખેડાયેલી ઉત્તમચિત્ત—ભૂમિમાં યોગ્યસમયે મહાત્માએ વિજ્ઞાનબીજ વાવ્યું. જે પ્રતાપે રાજા જીવનમુક્ત મહાત્મા બની રહ્યો. રાજલક્ષ્મીની બન્ધુસ્નેહની પુત્રવાત્સલ્યની ને એવી એવી અનેક લાલસાઓ, આડે આવી છતાં તે તરી,[2] રાજ્ય પુત્રને સોંપી, એકાંતવાસી બની બ્રહ્માનંદમાં લીન થયો.

---

૧ જુઓ અંક ૨ જો. શ્લોક ૧૯ મો.

मामेव विधिहतमित्यपोह्य यूयं चेद्वन्हौ वपुरथ दित्सथप्रियायाः ।
संरोद्धुं हृदयमपारयन्निदानीं जानीत ध्रुवमहमत्र संप्रविष्टः ॥

૨ જુઓ અંક ૫ મો પ્રાન્તભાગ. गोरक्षः—मन्त्रिन्, अलमनेनानिवर्तनीयनिवर्तनेन । अभिषिच्यतामयंराज्ये राजपुत्रः । मयापि राज्ञासह-एतद्रक्षापक्षपातिनैव स्थेयम् ।

આ પ્રમાણે જીવનવૃત્ત લખેલું છે. લોક પ્રચલિત વાતકા કરતાં મ્હને આ કથન વધારે વિશ્વાસયોગ્ય લાગે છે. ને તેની સત્યતા સિદ્ધ કરનારાં આ શતકમાંજ કેટલાંક પ્રમાણો છે. (શ્લોક ૩, ૪૨૦ જુઓ.) આ પ્રમાણો ઉપરથી સૂક્ષ્મદૃષ્ટિવાળા વાચકોને સહજ લક્ષ્યમાં આવશે કે મહાકવિભર્તૃહરિ પુત્રને શિરે રાજ્યભાર મૂકી પવિત્ર વારાણસીમાં વસ્યા હતા. આથી હરિહરોપાધ્યાયે ભર્તૃહરિ સંબંધે જે જીવનવૃત્ત લખેલું છે તે વધારે આદરણીય છે. એમ મ્હારૂં માનવું છે.

આ શતકનું સૂચન કરતાં પાશ્ચાત્ય પંડિત મી. કોલબ્રુક એક તરફથી સૂચવે છે કે આ શતકના કર્ત્તા ભર્તૃહરિ પોતે નથી. ત્યારે આ તરફથી શ્રી યુતસાક્ષર તેલંગ એમ સિદ્ધ કરે છે કે આ 'ચાર શતક' નો ને 'વાક્ય પદીય' નો કર્ત્તા એકજ છે. ને તે મહારાજા ભર્તૃહરિજ છે. શ્રીયુતસાક્ષર તેલંગનું આ મત બહુ વિદ્વાનોએ સ્વીકારેલુ છે, પણ આ શતકનો સંપાદક એમ દર્શાવે છે કે આ ચારે શતકના કર્ત્તા તો મહારાજ ભર્તૃહરિજ છે, પણ **વાક્ય પદીય** નો કર્ત્તા તે તો કોઇ બીજો છે. સંપાદક આની સિદ્ધતા માટે સારાં કારણો દર્શાવે છે, જેને અનુસરી મ્હારૂં નીચે પ્રમાણે માનવું છે.

૧ એકજ કવિનાં રચેલાં કાવ્યોમાં સ્વાભાવિક રીતે વિચાર વહનની સામ્યતા હોય છે. આ ન્યાયે જોઇશું તો નીતિ અને વૈરાગ્ય શતકોમાં જેમ સ્ત્રી જાતિ ઉપર તિરસ્કારનાં; આશા લક્ષ્મી ઇ. સાંસારિક વિષયો પ્રતિ વિરાગનાં; વારાણસી, ગંગા, શિવ, આત્મજ્ઞાન અને બ્રહ્માનંદ પ્રતિ અગાધસ્નેહની તીવ્રલાગણીનાં વહનો નિરંતર વહતાં દેખાય છે. તેમ આ શતકમાં પણ, તેજ વિચારનાં વહનો અખંડ રીતે વહતાં દીસે છે. અને તેથી આ શતક, પ્રખ્યાત ત્રણ શતકકાર મહારાજા ભર્તૃહરિનુંજ રચેલું છે એમ અનુમાન થાય છે.

૨ ત્રણે શતકમાં જેમ શૈલી સરલ, ભાવ વહન ઉછાળા મારતું અને પદબંધની રચના અકૃત્રિમ છે તેમ આ શતકમાં પણ શૈલી, ભાવ વહનને પદબંધની રચના તેવાંજ સરળ, ઉછાળા મારતાં ને અકૃત્રિમ છે. વળી પદલાલિત્યમાં પણ તેવુંજ સામ્ય છે. જેથી ચારે શતકો પૂર્વાપર જોડી, સહજ અવલોકન કરી, વિચાર્યા હોય તો આ ચારે શતક એક કર્ત્તાનીજ કૃતિ છે એવું સહજ લક્ષ્યમાં આવે છે.

૩ એક કર્તાનાં કાવ્યોમાં ઉપર ગણાવ્યું તે સામ્યતો હોયજ, પરંતુ તદુપરાંત કવિને પ્રિય થઇ પડેલાં કે તેની વાણીમાં દૃઢ નિવાસ કરી રહેલાં કેટલાંક વાક્યો, કેટલાક શબ્દો અને કેટલાક વ્યાકરણ પ્રયોગો અનાયાસે ને અનિચ્છાએ વારંવાર આવી જાય છે. આ ચારે શતકોમાં સ્થાને સ્થાને તેવું સામ્ય છે, પરંતુ તેનો વિસ્તાર નહિ કરતાં યત્કિંચિત ઉદાહરણોનું દિગ્દર્શન કરાવિયે છિયે.

**विज्ञान शतकमां.** **अन्य त्रण शतकोमां.**

**कदशनेनारण्ये** ( શ્લો. ૭૭ ) ........**कदशनमथवा** (વૈ. શ. ૭૨)

**कन्दाम्बुपर्णाशिनां** (શ્લો. ૬૯)....**वाताम्बुपर्णाशनाः** (શૃં. શ. ૯૫)

**विश्वजनीनं** (શ્લો. ૧૮)............**आत्मजनीनं** (વૈ. શ. ૭૫)

**विरतिविरसा** ( શ્લો. ૩૯ )........**विरतिवनिता** (વૈ. શ. ૭૭ )

**ध्यानस्यचोच्छित्तये** (શ્લો. ૩૧)....**संसारविच्छित्तये** (વૈ. શ. ૧૧)

**क्षुत्क्षामकण्ठाःस्त्रियो** (શ્લો. ૫૭).... { **क्षुत्क्षामोऽपि जराकृशोऽपि** (ની. શ. ૨૯)
**क्षुधाक्षामोजीर्णः**(શૃં. શ. ૯૪)

**अमरममरंचिन्तयमनः** (શ્લો. ૨૩).**तस्मादनंतमजरं....तद्ब्रह्मचिन्तयमनः** (વૈ. શ. ૭૪)

**कदाभागीरथ्या** (શ્લો. ૮૫) ....**कदावाराणस्याम्** (વૈ. શ. ૬)

**नाभ्यस्तो धातुवादो** (શ્લો. ૫૩). { **नाभ्यस्ता भुवि** (વૈ. શ. ૮૭)
**न नटा न विटा** (વૈ. શ. ૨૬ )

**तांकाशीनोभजन्ते** (શ્લો. ૯૩)....**तांकाशीपरिहृत्य** ( વૈ. શ. ૯૬)

**जरयाजीर्णीकृतयांतनौ** (શ્લો. ૨૪).**जराजीर्णैरंगे** (વૈ. શ. ૧૧૪)

**सहनीयतेजः** ( શ્લો. ૮૬ )........**शान्तायतेजसे** (ની. શ. ૧ )

**यघेतापदनेयवो** (શ્લો. ૪૩)........**कःकुर्वीतशिरःप्रणाम**(શૃં. શ. ૧૧)

**आढ्यःकश्चिदपंडितोऽपि** (શ્લો. ૬૯).**यस्यास्तिवित्तं** ( ની. શ. ૪૧)
**ब्रह्मज्ञानसुधाकरः** (શ્લો. ૮)....**ज्ञानताराधिपस्य** ( શૃં. શ. ૫૦)
**प्रथयतिप्रीतिप्रकृष्टस्वनः**(શ્લો. ૬૮).**पुष्पम्लानिप्रथयति** (શૃં.શ.૪૦)
**सर्वोपायविनाशनैकचतुरः**(શ્લો. ૬૬).**सर्वंवस्तुवशाद्गात** ( વૈ.શ.૩૬)
**वेदोनिर्वेदमागात** (શ્લો. ૮૧)........**पुराविद्वत्तासीत** ( વૈ. શ. ૨૭)
**अन्नाशाय सदारटन्ति** (શ્લો. ૫૭)....**दीनादीनमुखैः** ( વૈ. શ. ૮)

(આ સિવાય શ્લોકોનીચેના ટાંચણમાં જુઓ.)

આ ઉદાહરણો સ્પષ્ટ કરી આપેછે કે ચારે શતકનો કર્ત્તા એક છે ને તે મહાકવિ ભર્તૃહરિજ છે. અન્ય લેખકે વિજ્ઞાન શતક લખી આ કવિને નામે ચઢાવી દીધું હોય એમ મનાય એમ નથી કારણ લખને કોઇ હામેશ લેખક અન્ય સમર્થ લેખકના થોડાક વિચારોનું કે શબ્દોનું અનુકરણ કરવા ધારે તો મહા પ્રયત્ને યતકિંચિત્ કરી શકે ખરો પણ તેના સમગ્ર વિચારોની, સમગ્ર લાગણીઓની ને સમગ્ર ભાવ વહનોની સમાન કવિત્વ સાથે નકલ કરી શકે એનો કેવળ અશક્ય છે. એમ બનતું હોત તો અનેક વ્યાસ, વાલ્મિક, કાલિદાસ ને શેકસપિયરો નીપજ્યા હોત પણ તેમ બન્યું નથી બનતું નથી ને બનવાનું નથી. છતાં આ ત્રણ શતકોનું તદ્રૂપશતક કોઇએ-જ બનાવ્યું છે એમ માનીએ તો સમગ્ર વિચારોની, સમગ્રલાગણીઓની, સમગ્રભાવવહનોની ને કાવ્ય પ્રતિભાની પણ ચોરી કરી સંસ્કૃત જેવી ગહન ભાષામાં સામ્ય લાવી શકે એવો કોઇ અલૌકિક નર ઉદ્દભવ્યો સમજવો જોઇએ. અને આખી દુનિયાંના ઇતિહાસમાં પણ તેવો એકજ ઉદ્દભવ્યો માનવો જોઇએ. માટે ખરું તો એજ છે કે વૈરાગ્ય પછી સહજ ઉદ્દભવતા **विज्ञान** સંબધીનું આ **शतक** મહા કવિ ભર્તૃહરિનીજ કૃતિ છે.

( ૪ ) વળી વિજ્ઞાનશતકના.

**શુચિ સંસારી જે પ્રભુચરણ પદ્મે પ્રણુચી તે,**
**વિવેકીને વ્યાપો વિરતિ અતિ વૈરાગ્યશતકે;**
**અને બ્રહ્મજ્ઞાને તમદળ દળો ત્રણ શતકો,**
**સદા બ્રહ્માનંદે રસબસ બની લોક વિલાસો.**

આ છેલ્લાશ્લોકમાં ચારેશતક પોતેજ રચ્યાનું પ્રદર્શિત કરેછે, એટલે આ શતક કોણે રચ્યું એ સવાલનો અવકાશજ નથી.

(પ)આ શતકની લિખિતપ્રતિ જે સંપાદકને મળેલીછે તેમાં અંતે લેખછે કે **इतिश्री भर्तृहरि विरचितं विज्ञानशतकं चतुर्थम्‌** આ લેખજ પ્રસ્તુત સિદ્ધાંત સિદ્ધ કરે છે.

(૬) **भर्तृहरिनिर्वेद नाटक**કાર, તે નાટકના પાંચમા અંકમાં નિર્વેદ પામેલા અને હરિભક્તિમાં લીન બનવા ચાહતા ભર્તૃહરિવચ્ચે અને ઘેર પાછો લઇ જવા ચહાતી તેની પત્નિની વચ્ચે જે વાતચીત કરાવે છે તેમાં ભર્તૃહરિ પાસે **मयं बाला हालाहलबहल माध्वीकमधुरा ।** આમ **બાલા** શબ્દ વપરાવેછે. અને આ શતકના ૪૨માશ્લોકમાં તેવાજ પ્રસંગમાં **બાલા** શબ્દ વાપરેલોછે આ ઉપરથી તથા આ શતકના ૩૭ના શ્લોકમાં ભર્તૃહરિપોતાના પુત્રોને તેની જનેતા (પોતાની સ્ત્રી) સાથે પાછા જવાનું કહેછે તે એજ હકીકત નિર્વેદનાટકકારે દર્શાવેલીછે. આવાં આવાં પ્રમાણોથી સ્પષ્ટ સિદ્ધથાય છે કે મહાકવિની સર્વેહકીકત જાણનાર હરિહરોપાધ્યાયના લખાણસાથે સામ્ય ધરાવનારૂં આશતક તે મહાકવિ ભર્તૃહરિનું સ્વરચિતજ છે એ નિરસંશય સિદ્ધછે.

મહારાજા ભર્તૃહરિના જીવન સમયનો નિર્ણયકરતાં સંપાદક નીચે પ્રમાણે લખેછે:—

"શકારિવિક્રમાદિત્ય અને શતકકારભર્તૃહરિના સહોદરપણાની લોકવાયકાને પ્રમાણ ગણી પંડિતવર કાશીનાથસુરિએ નિર્ણય કરેલો છે કે ઇ. સ. ના પ્રથમ શતકના અંતમાં અથવા બીજા સતકના આરંભસમયમાં કવિભર્તૃહરિ હતા. પણ તેમનો નિર્ણય યોગ્યપ્રમાણોરહિત હોવાથી અમારે માન્યનથી વળી **વાક્યપદીય** અને ચાર શતકના કર્તા એકજ ભર્તૃહરિ છે એવું સ્વીકારી તેમણે નિર્ણય કરેલો છે તેથી પણ અમને માન્ય નથી. વળી કોલબ્રુક, બોટલેન ઇ. વિદેશીઓને પ્રમાણ તરિકે લીધા છે પણ યુક્તિરહિત સો વિદેશી પંડિતોના મતો પણ આપણા નિર્ણયમાં પ્રમાણ તરીકે ગણતા નથી. ભલે તે શબ્દ પ્રમાણો છે પણ જ્યાં તે યુક્તિ વિગેરેથી પુષ્ટ થતાં નથી ત્યાં નિરર્થક છે એટલા માટે અમે યથાયોગ્ય નિર્ણય કરિયે છિયે.

આ વિજ્ઞાનશતકમાં દૃશ્ય થતા વેદાંન્તમતથી સ્પષ્ટ જણાયછે કે મહાકવિ ભર્તૃહરી. ભાષ્યકાર આચાર્યભગવાન્ શંકરની પહેલાંના સમયમાં થયેલાનથી પણ પછી થયેલાછે. જોકે ઉપનિષદો તો આચાર્ય ભગવાનના પૂર્વકાળમાં પ્રાદુર્ભાવ પામેલા છે એતો સત્યજ છે તોપણ ( **ब्रह्मसत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः** ) "બ્રહ્મ સત્યછે ને જગત્ મિથ્યાછે, વળી જીવ ને બ્રહ્મજછે, ભિન્ન નથી." આવું અદ્વૈતમતનું સ્પષ્ટ પ્રતિપાદન તો આચાર્ય ભગવાનના પૂર્વકાળમાં કયાંઇજ[1] નથી. આમતનું ખંડન કરવા પ્રવૃત્ત થએલા કાશીનાથ સૂરિએ પ્રયાસ કર્યોછે, પણ તેઓ વિશ્વાસયોગ્ય પ્રમાણ આપી શક્યા નથી. તે કહેછેકે. "કાન્યકુબ્જના નૃપ હર્ષવર્ધનના સમયમાં કેટલાંક ઉપનિષદો હતાં" પણ તેમનું આ પ્રમાણ દુર્બલ હોતાં મતખંડન કરવા સમર્થ

---

૧ સંપાદકનું આ લખવું સત્ય નથી. આચાર્યભગવાને વિસ્તાર કરેલા અદ્વૈત મતનાં અનેક પ્રમાણો ઉપનિષદોમાં મળી આવેછે. માત્ર દિગ્દર્શન માટેજ જુઓ. બ્રહ્મની સત્યતા દર્શાવનારાં શ્રુતિવાક્યો

नित्यः सर्वज्ञः सर्वगतो नित्यतृप्तो नित्यशुद्धबुद्धस्वभावो विज्ञानमानंदंब्रह्म (બ્રહ્મનિત્ય, સર્વજ્ઞ, સર્વસાક્ષી, નિત્યતૃપ્ત, નિત્યશુદ્ધબુદ્ધ સ્વભાવી, વિજ્ઞાન ને આનંદરૂપછે.)

सदेव सोम्येदमग्र आसीत् (હે સોમ્ય ! સૌ પહેલાં આસત્ એકજહતું.) જગતનું મિથ્યાપણું (અવિદ્યાથી કલ્પિત) પણું દર્શાવનારાં વાક્ય.

स्वप्नेऽपि जीवः सुखदुःखभोक्ता स्वमायया कल्पित विश्वलोके (સ્વપ્નામાં પણ જીવ, પોતાના અજ્ઞાનથી કલ્પેલાં જીવલોકમાં સુખ દુઃખનો ભોક્તા થાયછે.)

જીવ તેજ બ્રહ્મ છે,! બંનેમાં ભેદ નથી. આ પ્રતિપાદન કરનારાં વેદાંતવાક્યો.

तत्त्वमसि (તે પરબ્રહ્મ તું છે.) अहं ब्रह्मास्मि (હું બ્રહ્મ છું.) द्वैताद्वैभयं भवति (દ્વૈતથીજ ભય થાય છે.) सर्वं खल्विदंब्रह्म (નક્કી આ સર્વ બ્રહ્મરુપછે.) ઉપનિષદોમાં આવા અનેક સ્પષ્ટ વાક્યોનો ભગવાન્ શંકરાચાર્યેસ્વરચિતભાષ્યમાં સંગ્રહકરી સ્પષ્ટતા કરેલીછે. સ્થળે સ્થળે ભાષ્યમાં દૃષ્ટિનાંખતાં ભગવાન્ શંકરાચાર્યનો ઉપનિષદાનુસાર સિદ્ધાંત કરવાનો આશય છે. ઉદાહરણ તરીકે

નથી ઉલટું આ મતને દૃઢ કરનારાં ઘણાં પ્રમાણો આ શતકમાં દેખાય છે[1] કેવળ પ્રાચીન મતનોજ ઉપન્યાસ કરનાર ભગવાન્ શંકરાચાર્ય નથી; તેમણે તો અન્યમતની અપેક્ષા વિના પણ સ્વબુદ્ધિથી સ્થાપિત, સ્વતંત્ર કંઈ કંઈ મતો સ્વીકારેલા છે એ નિર્વિવાદ છે[2] અને આચાર્ય ભગવાનનો તે મતોનો આ શતકમાં ભર્તૃહરિએ સંગ્રહ કરેલો જણાય છે. જુઓ

---

બ્રહ્મસૂત્ર અ.-૩, પાદ ૨ જું, સૂત્ર ૩૬ મું જુઓ. ॥ तथान्यप्रतिषेधात् ॥

ભાષ્ય:—एवं सेत्वादि व्यपदेशान् प पक्षहेतूनुन्मथ्य संप्रति स्वपक्षं हेत्वन्तरेणोपसंहराति । तथा अन्यप्रतिषेधात् अपि न ब्रह्मणः परं वस्त्वन्तरमस्ति इति गम्यते । तथा हि 'स एवाधस्तादहमेवाधस्तादात्मैवाधस्तात् सर्वं तं परादाद्योऽन्यत्रात्मनः सर्वं वेद ब्रह्मैवेदं सर्वमात्मैवेदं सर्वं नेह नानास्ति किंचन यस्मात्परं नापरमास्ति किंचित् तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यम्' इत्येवमादि वाक्यानि स्वप्रकरणस्थान्यन्यार्थत्वेन परिणेतुमशक्यानि ब्रह्मव्यतिरिक्तं वस्त्वन्तरं वारयन्ति । सर्वान्तर श्रुतेश्च न परमात्मनोऽन्तरोऽन्य आत्मास्तीत्यवगम्यते । આમ શ્રુતિનાં પ્રમાણોથીજ "સર્વત્ર બ્રહ્મ જ વ્યાપેલો છે, તે બ્રહ્મજ સત્ય છે, તેમાંથીજ સર્વની ઉત્પત્તિ છે ને તે એકજ માત્ર સત્ય છે. અન્ય સર્વ મિથ્યા છે" આવો મત ભગવાન્ શંકરાચાર્યે પ્રદર્શિત કરેલો છે. આ વિદ્વાનો કહે છે તેમ ઉપનિષદોમાં તાત્પર્ય જોતાં ब्रह्मसत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैवनापरः આ મત નથી નીકળતો એમ નથી.

[1] આ શતકમાં સંપાદકના મતને દૃઢકરનારાં શું પ્રમાણો મળી આવે છે તે સમજાતું નથી ઉલટું ઉપનિષદોનાજ મતને મળનારાં, બ્રહ્મને સત્ય, જગતને મિથ્યા અને જીવ બ્રહ્મનું ઐક્ય પ્રદર્શિત કરનારાં મતો આ શતકમાં પુષ્કળ જણાય છે.

[2] સંપાદકનું આ માનવું ઉપનિષદોમાં ઉંડાં નહિ ઉતરવાનું અને પાશ્ચાત્ય પંડિતોના મતમાં દોરાયાનું પરિણામછે. સત્ય એછેકે આચાર્યભગવાને સ્વબુદ્ધિ કલ્પિત મતો સ્થાપન કરેલા નથી, કેવલ શ્રુતિનું તાત્પર્યજ વિસ્તારેલું છે, આ કથન તેમનાં ઉપનિષદો અને બ્રહ્મસૂત્ર ઉપરનાં ભાષ્યો સૂક્ષ્મતાથી અવલોકતાં સ્પષ્ટ થાયછે.

બીજા શ્લોકમાં:–[1]

" જે સત્યથી સકળ શુદ્ધ દીસે પ્રકાશે,
જેના પ્રકાશથકી દોષ સમસ્ત નાસે."

અહીંઆં તથા બાવીશમા શ્લોકમાં:—

ભ્રમે આરોપેલું, ભૂતમય અવિદ્યા થકી ભર્યું
સ્રજે સર્પભ્રાન્તિ સમ સકળ આ ભાસતું દીઠું
ભ્રમોત્પત્તિ માંહી અધિકરણ શ્રી કૃષ્ણ વિલસે
નથી ભ્રાન્તિ થાતી અધિકરણ વિના કંઇ સ્થળે.

વળી ૭૪ મા શ્લોકમાં "નભનગર દેહાદિક પરે" પદ છે. આ પ્રમાણે સ્થળે સ્થળે આચાર્ય ભગવાનના મતોનો સંગ્રહ કરેલો દેખાય છે.

ઉપનિષદો જીવાત્મા અને પરમાત્માનું ઐક્ય માટી અને ઘડાના દૃષ્ટાન્તથી પ્રતિપાદન કરે છે ત્યારે આચાર્ય ભગવાન્ તો જગતનું મિથ્યાત્વ રજ્જુ (દોરી) ને સર્પના દૃષ્ટાન્તથી અથવા ગંધર્વનગરના દૃષ્ટાન્તથી પ્રતિપાદન કરે છે. શાંકર મત સિદ્ધ કરતાં ઇંદોરમાં બ્રહ્મસમાજના મંદિરમાં ડાક્ટર રામકૃષ્ણ ભાણ્ડારકરે પણ વ્યાખ્યાન સમયે દર્શાવ્યું છે કે "શંકર અદ્વૈત ને શ્રુતિનું અદ્વૈત ભિન્ન ભિન્ન પ્રકારનું છે. [2]શંકરાચાર્ય સમજાવે છે કે બ્રહ્મ સત્ય છે, જગત્ મૃગજળ જેવું અગર ગંધર્વનગર જેવું ભ્રમથી મિથ્યાઆરોપિત છે. શ્રુતિનું અદ્વૈત ભિન્ન રીતિનું છે. તેમાં જીવાત્મા ને પરમાત્માનું ઐક્ય માટી ને ઘડાના દૃષ્ટાન્તથી સમજાવેલું છે. શંકરાચાર્યે રજ્જુ સર્પ દૃષ્ટાન્તે પ્રદર્શિત કરેલું છે ને શ્રુતિયોમાં જગ બ્રહ્મનું ઐક્ય માટી ઘડાના દૃષ્ટાન્તે પ્રદર્શિત કરેલું છે......જો કે શ્રુતિયોમાં અદ્વૈત સ્વીકારેલું છે

---

૧ જુઓ શ્લોક ૨ જો.

यत्सत्तया शुचि विभाति यदात्मभासा ।
प्रद्योतितं जगदशेषमपास्त दोषं ॥

૨ પરમકારુણિક ભગવાન્, જગદ્‌ગુરુ શંકરાચાર્ય ને માટે સંપાદકે સ્થળે સ્થળે 'શંકર' શબ્દ વાપરેલો છે તે અનુચિત છે. મ્હને તે નરૂચવાથી મેં સ્થળે સ્થળે 'આચાર્યભગવાન્' વિશેષણ લગાડેલું છે.

પણ શંકરાચાર્યના અદ્વૈતથી તે ભિન્નપ્રકારનું છે.[1] ભટ્ટ મોક્ષ મુલ્લર તેજ અર્થને સ્ફુટ કરીને કહે છે કે[2] "હમણાં જે **આરંભ,** પરિણામ અને વિવર્તવિષે બોલાયછે તે ઉપનિષદોમાં નથી એમ નથી ઉપનિષદોમાં દહીં અને દૂધનું દૃષ્ટાંત દીધેલુંછે. દહીં તે વસ્તુ દૂધજછે, માત્ર રૂપથીજ ભિન્ન છે. તથાપિ બંને કેવળ એકકે અદ્વિતીય નથી અને બ્રહ્મતો પોતેજ પૂર્ણ ને અવિકારીછે. આ કારણથી દૂધદહીંના દૃષ્ટાંતથી અસાન્યતા જોઈ ભગવાન્ શંકરાચાર્યે અન્યમત સ્વીકાર્યો છે......ભગવાન્ શંકરાચાર્ય વિવર્ત્તવાદ અંગીકાર કરેછે તેનું સ્વરૂપ.........જેમ દોરડીમાં સર્પની ભ્રાન્તિ થાયછે તેમ આ જગત્ પણ અજ્ઞાનથી ભાસેછે.......જેમ સીપના અભાવે રૂપાની

---

૧ આ માટે આગળ પૃષ્ટ મું જુઓ.

૨ આ માનવું પણ અસત્યજ છે. શ્રુતિ ભગવતી એ ઉપાદાન કારણ બ્રહ્મનું સત્યપણું ને કાર્ય જગતનું મિથ્યાપણું દર્શાવવાનેજ માટી ને ઘડો, સુવર્ણ ને કુંડળ વિગેરે દૃષ્ટાન્તો આપેલાં છે. આવા વાદો ઉભા કરવાના હેતુથી નહિ. બધાં દૃષ્ટાન્તોનો હેતુ સ્પષ્ટ કરતાં છાન્દોગ્યોપનિષદ્‌માં કહે છે કે ( वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यं ) "વાચાએ બોલાતો વિકાર ઘટ વિગેરે નામ માત્ર મિથ્યા છે, મૃતિકારૂપ ઉપાદાન કારણજ સત્ય છે." આ પ્રમાણે કારણ બ્રહ્મની સત્યતા ને કાર્ય જગતની અસત્યતા દર્શાવી ઉત્તરતાપનીયોપનિષદ્‌માં લખે છે કે:– ( **ब्रह्मैवेदंसर्वंसच्चिदानंदमात्रं** ) "આ સર્વજગત્ સચ્ચિદાનંદ બ્રહ્મછે" વળી તૈતિરીયોપનિષદ્‌માં સ્પષ્ટ કથન છે કે:–( यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयंत्यभिविशंति तद्विजिज्ञासस्व तद् ब्रह्मेति.) "જેથી આ ભૂતો (પ્રાણીમાત્રો) જન્મેછે, જે વડે જન્મેલાં જીવેછે, જેમાં મૃત્યુપામેલાં પ્રવેશ કરેછે તે બધું બ્રહ્મ જાણ." આ પ્રમાણે આ સર્વ બ્રહ્મરૂપ પ્રતિપાદન કરી અદ્વૈત સિદ્ધકરી ઉપાદન કારણ બ્રહ્મસત્ય અને કાર્ય જગતમિથ્યા સ્પષ્ટ સમજાવ્યું પરંતુ પછીના સમયમાં આરંભવાદ, પરિણામ વાદ ને વિવર્ત્તવાદ ઉત્પન્ન થયેલાછે. વૈશેષિકવાળા આરંભવાદ માનેછે, તે દૃષ્ટાન્ત આપેછે કે જેમ તંતુના ઉપાદાનકારણથી પટની ઉત્પત્તિ થાય છે તેમ જગતની ઉત્પત્તિ છે. તંતુના ગુણોને પટના ગુણો ભિન્નભિન્ન છે એટલે કે બંને પરસ્પર નિરપેક્ષ છે. વળી પરિણામ વાદીઓ ઉપાદાનકારણ દૂધમાંથી કાર્યદહીંનું,

ભ્રાન્તિજ સંભવતી નથી.....તેમ બ્રહ્મવિના તો જગતનું મિથ્યાપણું સંભવતું નથી. અધિષ્ઠાનવિના તો ભ્રાન્તિજ હોઇ શકે નહિ" આ બધું ભર્તૃહરીએ ૮૮ મા શ્લોકમાં ગુંથેલછે. તેથી સ્પષ્ટ થાયછે કે તેમણે શંકરમતનેજ શ્લોક રૂપે ગુથેલ છે. વળી આ શતકના ૯૬ મા શ્લોકમાં **प्रत्यगात्मा** શબ્દ વાપરેલો છે, ને તે શબ્દ જોતાં ફક્ત 'કઠવલ્લી'માં એકજ સ્થળે, એકજ વાર ([1]**प्रत्यगात्मानमैक्षत्**) પ્રત્યગાત્માને જોતા હવા" એમ વપરાએલા છે. ને ત્યાં ભાષ્યકાર ભગવાન્ શંકરાચાર્યે સારું વિવરણ કરી સ્વભાષ્ય-માં સર્વ સ્થળે વારંવાર વાપરેલ છે. તે જોઈ અન્ય વ્યાખ્યાનકારોએ પણ બીજે સ્થળે વાપરેલ છે. આ શબ્દ આચાર્ય ભગવાનની પહેલાંના કોઇ ગ્રંથમાં મળતો નથી આચાર્ય ભગવાને વારંવાર ઉપયોગમાં લીધા પછીજ તે વપરાવા લાગ્યો છે. અને ભર્તૃહરિએ પણ **प्रत्यगात्मा** શબ્દનું અવ-તરણ કરેલું છે જેથી આ વિજ્ઞાન શતક ઉપરથી નિઃસંશય સિદ્ધ થાય છે

---

સુવર્ણમાંથી કુંડલનું ને મૃતિકામાંથી ઘટનું દૃષ્ટાંત આપેછે. આ વાદમાં એવું માનવામાં આવેછે કે જેમ એકવસ્તુ પોતાની અવસ્થાત્યજી ભિન્ન અવસ્થા ધરે તે પરિણામવાદ કહેવાય. વિવર્ત્તવાદનું સ્વરૂપ એવુંછે કે કોઇવસ્તુ પોતાની સ્થિતિનો ત્યાગ ન કરે છતાં તે અન્યસ્થિતિમાં ભાસે તે વિવર્ત કહેવાય દૃષ્ટાંન્ત કે કોઇ દોરડી અંધકારને લીધે કે દૃષ્ટિદોષને લીધે કે ગમે તેથી પણ સર્પરૂપે ભાસે તેમ આ જગતનો મિથ્યા ભાસ છે. બ્રહ્મજ વાસ્તવિકછે પણ અજ્ઞાન હોતાં જગત્ ભાસેછે સત્યજ્ઞાને અજ્ઞાનનિવૃત્તિથતાં ને સત્યસ્વરૂપનો નિશ્ચય થતાં જન્મ મરણથી મુક્ત થવાય છે. આ પ્રમાણે ભગવતીશ્રુતિનો યથાર્થ સમન્વય ભગવાન્ શંકરાચાર્યે સ્વભાષ્યમાં કરેલો છે. એટલે શ્રુતિના તા-ત્પર્યને ત્યજી સ્વકલ્પિત મત વિસ્તારવાનો અપવાદ આ વિદ્વાનો ભગવાન્ શંકરાચાર્યને શિરે ચઢાવે છે તે ભ્રાન્તિજ છે.

૧ જુઓ કઠવલ્લી.

" पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः
तस्मात् पराङ् पश्यति नान्तरात्मन् ।
कश्चिद् धीरः प्रत्यगात्मानमैक्ष
दावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥

કે આ ચાર શતકકાર મહાકવિ ભર્તૃહરિ, ભગવાન ભાષ્યકાર શંકરાચાર્યની પછીજ થએલ છે. આવોજ સિદ્ધાંત પાશ્ચાત્ય પંડિત રેગનાડનો છે. આવાં આવાં કારણોથી ભાષ્યકાર પછી થએલા આ કવિરાજનો સમય નિર્ણય કરિયે.

ભગવાન્ શંકરાચાર્ય ઇ૦ સ૦ ના આઠમા શતકમાં હતા એવું સર્વે યુરોપી વિદ્વાનોએ નિર્વિવાદ માન્ય કર્યું છે પણ અમને તે સત્ય લાગતું નથી. આ વિષયનું સૂક્ષ્મ અવલોકન કરી વિદ્વદ્વર્ય કાશીનાથસૂરિએ અને વિદ્વદ્વર રામકૃષ્ણ સૂરિએ નિર્ણય કરેલો છે ને તે કાશીનાથસૂરિએ સંકળેલા મુદ્રારાક્ષસ નાટકના ઉપોદ્ઘાતમાં સહેતુક દર્શાવેલો છે તેથી જણાય છે કે ભગવાન્ શંકરાચાર્ય ઇ૦ સ૦ ૫૫૧ થી ૬૦૦ સુધીમાં થયેલા છે. તેમના આ સપ્રમાણ મતને અવલંબીને આમારું માનવું છે કે મહાકવિ ભર્તૃહરિ ઇ૦ સ૦ ૬૫૦ પહેલાં થયેલા છે. ને એ નિર્ણયને પુષ્ટ કરનારાં કેટલાંક પ્રમાણો આ શતકમાંથી અમે આપીએ છિયે. આ શતકમાં આ મતને પુષ્ટ કરનારા નીચે ટાંકેલા ત્રણ શ્લોકો છે.

**શિખરિણીછંદ.**

**સખા! સાધુપ્રત્યે પ્રીતિ રહિત કામાર્ય બન્યા,**
**વિલોકું આ શૂદ્રા કલિમલિન સ્વામી બની રહ્યા;**
**અરેરે ! ઘેરાયા સુરસરિતટો મ્લેચ્છદલથી,**
**વસો હા! કયાં બન્યું ! સુજન અથવા નિર્ભય કહીં ? ૪૪**

**શાર્દૂલવિક્રીડિતછંદ.**

**મ્લેચ્છોના મદમસ્ત હસ્તિદલના સંઘટ્ટને ધ્રૂજતી,**
**પ્રૌઢા ચંડ પ્રચંડપ્રાક્રમતણી જ્વાલાથી બેઆકુળી;**
**ત્રાડંતા ભટ ઘટ્ટભીષણરવે નિર્વીર્ય થૈ આ ધરા !**
**વિદ્યાની ગતિ શું હવે? હરિ હરિ મોહે મુંઝાઉં અહા !! ૪૫**

**સ્રગ્ધરાવૃત્ત.**

**આર્યાવર્તે અરેરે ! યવનનૃપ થતાં ધર્મ ડૂબી ગયો રે,**
**વેદે વૈરાગ્ય લીધો શિરનમન ભયે હા! પુરાણો પુરાણે**

**વિપ્રોકેરા વિયોગે વિરલ વિરલ થૈ હાય! સાવે શમ્યાં રે**
**સંસારોચ્છેદનાર્થે સુરસરિશરણું નિત્ય હાવાં હમારે.** ૪૬

**શિખરિણી.**

**હતી વિદ્વત્તા જે મુનિજન તણા ક્લેશ હરવા**
**થઇ વેલા જાતાં વિષયસુખની પ્રાપ્તિ કરવા**
**નિહાળુ હાવાં તો નૃપતિ બનિયા શાસ્ત્રવિમુખા**
**અરે વિદ્યાદેવી દિન દિન ગઇ છેક અહુહા (વૈ. શ. ૨૯)**

આ ચારશ્લોકમાં ભરતખંડમાં રાજ્ય કરતા કોઇ યવન નૃપતિના જુલમથી પીડાતા વેદ, બ્રાહ્મણ ને ધર્મવિષેનું શોકોદ્દગારસાથે મહાકવિએ વર્ણન કરેલું છે. આવાજ જોરાવર કોઈ યવનરાજાનું પ્રવાસી **આલ્બિરૂનીએ** પણ વર્ણન કરેલું છે. ને એ મળતાપણાઉપરથી અનુમાન થાય છે કે આલ્બિરૂની કહેછેતેજ આ યવનરાજાહશે. તે પ્રવાસી લખેછેકે "શકનામે કોઇ રાજા સમુદ્ર ને સિન્ધુની વચ્ચેના દેશમાંરાજ્ય કરતો હતો તેના રાજ્યના મધ્ય ભાગમાં આવેલા **આર્યાવર્ત**માં તેનો નિવાસ હતો. ભારતવાસીઓ તેને શાકયથી ઇતરજાતિનો કહે છે અને કેટલાક તો તેને **મન્સુરાગામમાં** રહેનારો શુદ્રોની જાતિનો કહેછે. આ રાજાના મહા જુલમમાંથી રૈયત પૂર્વ તરફના સ્વદેશીઓની મદદ મળી નહોતી ત્યાં સુધી છૂટી નહોતી. વિક્રમાદિત્યે ચડાઇ કરી તેના લશ્કરને હરાવ્યું ને તે રાજાને મુલતાન તથા લુની કિલ્લાની વચ્ચે આવેલા કારૂરના સંગ્રામમાં માર્યો. "આ સંગ્રામ ઇ૦ સ૦ ૫૪૪ માં થયો એવું સર્વેએ સ્વીકારેલું છે. ને આજ યવન ભૂપતિને ઉદ્દેશીને મહા કવિએ શ્લોકો લખેલા છે એટલે પ્રતીતિ થાય છે કે આ સમયની સમીપમાંજ કવિનો સમય હોવો જોઇએ. વળી ભારત વર્ષમાં મુસાફરીએ આવેલા ત્સંગે (હ્યુએનસંગે) ઇ૦ સ૦ ૬૫૦ માં મહાકવિ ભર્તૃહરિ દેવલોક પામ્યાનુ લખ્યું છે ને ભટ્ટ મોક્ષમુલ્લરે પણ તે સ્વીકારેલું છે. આ બધા ઉપરથી અમે તે અંગીકાર કરી નિશ્ચય કરીએ છિયે કે મહાકવિ ભર્તૃહરિ ઇ૦ સ૦ ના સાતમા શતકના પૂર્વાર્ધમાં એટલે ઇ૦સ૦ ૬૦૧ થી ૬૫૦ સુધીમાં થયેલાછે."

હવે આ ચાર શતકકાર ભર્તૃહરિ તે જ **વાક્યપદીયના** કર્ત્તા છે કે નહિ તેનો નિર્ણય કરતા સંપાદક લખે છે કે:—" આ બંનેનો કર્ત્તા એકજ

છે એવું પ્રતિપાદન કરતાં પંડિતવર શ્રીકાશીનાથ ત્ર્યંબક તેલંગે અને કેટલાક વિદ્વાનોએ પ્રમાણો એકઠાં કરેલાં છે. જો કે અનેક પ્રમાણો એકઠાં કરવાનું તેમનું કૌશલ્ય પ્રશંસનીય છે પણ તે પ્રમાણોની પરીક્ષા કરવાનો અવસર તેમણે કોઇને આપ્યો નથી. માત્ર પોતેજ નિર્ણય કરેલો છે. અમે તેમના મતમાં કેટલાંક કારણોથી સંમત નથી. અમારું માનવું એવું છે કે ચાર શતકકાર અને વાક્યપદીયકાર એક નથી પણ ભિન્ન છે. વાક્યપદીયનો કર્ત્તા તો મહાન વૈયાકરણી ને મહાભાષ્યનું વિવરણ કરનાર છે, એટલે આ શતકો એ સમર્થ ભાષ્યાનુસારી મહા વૈયાકરણીની વાણી હોય એ સંભવિત નથી. કારણ શતકો વિલોકતાં મહા વૈયાકરણીપણાનાં ચિહ્નો તો શું પણ કેટલાક પ્રયોગોતો પાણિનીના વ્યાકરણથી પણ અશુદ્ધ ઠરે એવાં ચિહ્નો મળી આવે છે.

દૃષ્ટાન્ત માટે જુઓઃ—

**'क्वचित् भूमौशायी क्वचिदपि च पर्यंकशयनः'**

( નીતિશતક શ્લોક ૮૧. )

**( सिद्धान्तकौमुदी, 'सुप्यजातौणिनिस्ताच्छील्ये' )**

**'शाल्यन्नं सघृतं पयोदधियुतं भुञ्जन्ति ये मानवाः'**

( શૃં. શ. ૮૫. )

**( सिद्धान्तकौमुदी, 'भुजोऽनवने' आत्मनेपदं )**

**'दुःखान्मोक्ष्ये कदाहं तवचरणरतो ध्यानमार्गैकमग्नः'**

( વૈ. શ. ૧૩. )

**( सिद्धान्तकौमुदी, 'संयोगे गुरु' )**

**'अहोऽस्मर्थेऽप्यर्थे श्रुतिशतगुरुभ्यामवगते'**

( વિ. શ. ૪૯. )

**( इत्यत्रसंधिरसाधुः 'ओत्' इति तन्निषेधात् )**

આવા દોષો ઉપરથી જણાયછે કે વાક્ય પદીયકાર મહાવૈયાકરણી ભર્તૃહરિ તો સાદામાં સાદી ભૂલો કદિ કરેજ નહિ, જેથી ભટ્ટીકાવ્ય તથા વાક્યપદીયનો કર્ત્તા અને શતકકાર કવિરાજ ભર્તૃહરિ એક નથી. વળી લો-

ઠીક વાયકા (હું તો તે વાયકાને અસત્ય માનું છું છતાં તર્કશાસ્ત્રની ખાતર ખરી સ્વીકારી) તપાસીએ. મહારાજા ભર્તૃહરિ પછી તેનો લઘુબંધુ શકારિવિક્રમાદિત્ય રાજા થયો ને તેનો સમકાલીન નવરત્નશ્રેષ્ઠ મહાકવિ કાલિદાસ થયો. હવે આ કવિવર કાલિદાસના સમયમાં વ્યાકરણના નિયમો સુધારનાર હરિનું તો ઠેકાણું એ નહોતું. તે તો ઘણે અંતરે થયો છે એટલે તેથી પણ ફલિત એ થયું કે ત્રણશતકકાર મહાકવિ ભર્તૃહરિ પછી કેટલેક કાળે આ વાક્યપદીયકાર થયા. આ સર્વઉપરથી મ્હારું માનવું છેકે વાક્યપદીયનો કર્તા કોઈ બીજો છે ને એ ગ્રંથ આપણા મહાકવિ ભર્તૃહરિની કૃતિ તો નથીજ."

આ શતક શાન્તરસ પ્રાધાન્યછે, અને સૂક્ષ્મતાથી અવલોકતાં દરેક શ્લોક શાન્તરસના સાહિત્યે છલકાતો ભાસેછે શાન્તરસનું લક્ષણ સાહિત્ય દર્પણકાર જણાવે છે કેઃ—

शान्तः शमस्थायिभावः उत्तमप्रकृतिर्मतः ।
कुन्देन्दु सुंदरच्छायः श्रीनारायण दैवतः ॥
अनित्यत्वादिनाऽशेषवस्तुनिःसारता तु या ।
परमात्मस्वरूपं वा तस्यालम्बनमिष्यते ॥
पुण्याश्रमहरिक्षेत्रतीर्थरम्यवनादयः ।
महापुरुषसङ्गाद्यास्तस्योद्दीपनरूपिणः ॥
रोमाञ्चाद्याश्चानुभावास्तथा स्युर्व्यभिचारिणः ।
निर्वेदहर्षस्मरणमतिभूतदयादयः ॥ ३ ॥ २३८ ॥

શાન્તરસમાં ઉત્તમપ્રકૃતિનો નાયક ને શમ સ્થાયિભાવ જોઇએ. શમ એટલે નિસ્પૃહઅવસ્થામાં પરમાત્મામાંજ વિશ્રામ લેવારૂપ જે શાંતિ તે. આ શાન્તરસના અધિષ્ઠાતા શ્રીનારાયણ છે. તેમની કાન્તિ કુન્દના પુષ્પસમા ચન્દ્રના જેવી ગૌર છે. સ્રગ, ચંદન વનિતાદિ વિષયોની અનિત્યતા, બધી વસ્તુઓની નિસ્સારતા તથા પરબ્રહ્મપરમાત્માનું સ્વરૂપ તે આ રસનું આલબન છે. મુનિજનોના પવિત્ર આશ્રમો, હરિહરબ્રહ્મા કે ઇષ્ટદેવનાં માન્ય ક્ષેત્રો, તીર્થસ્થાનો, ધ્યાનયોગ્યવનસ્થળો, ગુફાઓ, સુંદરસરિતાઓ, અને મહાપુરૂષની સંગતિનો આનંદ એ આ રસનાં ઉદ્દીપનો છે. વળી નિર્વેદ, પરમપદપ્રાપ્તિનો

હર્ષ, ગતકાળનું અથવા ગુરુચરણકમલોનું સ્મરણ, વિવેક, અને સર્વભૂત પ્રતિદયા વિગેરે વ્યભિચારીભાવો છે. હવે રસશાસ્ત્રના બીજા પલ્લામાં આ શતક મૂકી તુલના કરો. આમાં પણ મહારાજા ભર્તૃહરિ જેવો મહાવિવેકી ગુણસંપન્ન, વિદ્દ્વર અને ઉત્તમપ્રકૃતિનો નાયક છે. તે રાજ્યપાટ, ભોગવિલાસ ઇ. ઇ. સર્વે ત્યાગી પરમાત્માના આનંદમાં તલ્લીન થવા ઉત્સુક બને છે. વળી આ શતકમાં સ્થાને સ્થાને સ્ત્રી અને ભોગવિલાસની નિન્દા, તેની નશ્વરતા, પરમાત્મા સિવાય સર્વ પદાર્થોની નિસ્સારતા, આનન્દના ઇન્દુસમા સચ્ચિદાનંદના અભેદાનંદમાં તલ્લીનતા, પુણ્યપવિત્ર વારાણસી, સગરસુતોનો ઉદ્ધાર કરનારી પુનિતપાવનીગંગાજી, રમ્યબદ્રિકાશ્રમ ઇત્યાદિનું ઉલ્લાસથી વર્ણન કરેલું છે તે ઉદ્દીપન છે. અને આ સર્વે વાચકના પવિત્ર હૃદયમાં અધિકપવિત્રતા ઉમેરી, પરમાત્માના આનંદના કાંઇક લવનું માધુર્ય ચખાડી, પરમાનંદઅનુભવવા અતિ ઉત્સુક બનાવે છે. અને તેજ આ શતકની પૂજ્યતા છે. જેથી હું આવા ઉત્તમ શાન્તરસની અને તે ધ્વનિથી આ શતકની પ્રસ્તાવનાને શિરોલિખિત શ્લોકે પુનઃ પ્રશંસા કરૂં છું.

**શાર્દૂલવિક્રીડિતછંદ.**

**શૃંગારાદિ રસો અનેક ભવમાં ભેગાં કરી ભોગવ્યાં,**
**શ્યામા, શ્યામ, વસંત, પુષ્પધનુના સંમિશ્રણે જામતા;**
**અંતે તે રસ છે ક્ષણિક, ક્ષણમાં નિસ્સાર ને દુઃખદા,**
**આહા શાન્ત! પ્રશાન્ત બ્રહ્મ સુખદા, સંસારનાં દુઃખહા.**

શૃંગારાદિ રસો તો અનેકભવમાં—કીટપતંગાદિ અનેકયોનિમાં પણ પ્રારબ્ધાનુસાર અનાયાસે આવી મળેલાં ને દુઃખે ભોગવેલાં સ્ત્રી, ઋતુ, કામ ઇ. નાં મિશ્રણે (આલંબન, ઉદ્દીપન ને સ્થાયીભાવની એકાકારતા થવાથી) જામે છે. પરંતુ આ રસો માત્ર મનની ક્ષણિક લાગણીવાળા, ને નિસ્સાર છે ને વાસનાની વૃદ્ધિ કરનારા હોવાથી વારંવાર જન્મમરણના દુઃખદ ભ્રમણમાં નાખનારા છે પણ અહો! શાન્તરસ કેવો છે? સાંસારિક વિષયોપ્રતિ નિર્વેદ ઉપજાવનારો હોવાથી સંસારનાં અનંત દુઃખો હણનારો છે ને વળી સદાકાલ અબાધિત શ્રીપરબ્રહ્મના અનુપમ આનંદનું પાન કરાવનાર છે, અહો સદ્બન્ધુ! વાચાનું વિશેષ વિજ્ઞાપન શું? આ પ્રસ્તાવનાની સમાપ્તિમાં મ્હારી

એટલીજ અભિલાષા છે કે આ શતકનો બ્રહ્માસ્વાદસહોદર શાન્તરસ કે જે અવર્ણ્ય ને સ્વસંવેદ્ય છે વળી જે આનંદમય, પ્રકાશમય ને અલૌકિક ચમત્કારમય છે તે સર્વ વાંચકોને સર્વમય, સર્વનિયંતા સર્વસાક્ષી સચ્ચિદાનંદના અનુપમ આનંદનું આસ્વાદન કરાવો.

તથાસ્તુ.

શ્રી ભદ્રપુરિ.
સં. ૧૯૫૭ ફાલ્ગુન સુદ ૨ } **ज. का. पाठक.**



ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥

\+ + + + + + +

सर्वं कर्माखिलंपार्थ ज्ञाने परिसमाप्यते ।

\+ + + + + + +

सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥
यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वं कर्माणि भस्मसात्कुरुते तथा ॥
नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

\+ + + + + + +

ज्ञानंलब्ध्वापरांशांतिमचिरेणाधिगच्छति ॥

\+ + + + + + +

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्वैनंसंशयम् + + + + +

( श्री. भ. गी. अ. ४ थः )



રાજર્ષિપ્રવર મહાકવિશ્રી

# ભર્તૃહરિ

પ્રણીત



# વિજ્ઞાન શતક.



ભાષાંતર કર્તા

જગજીવન કાલિદાસ પાઠક.



अथ

# श्रीमद्राजर्षिप्रवर भर्तृहरि

विरचित

# विज्ञान शतक.

विगलदमलदानश्रेणीसौरभ्यलोभो-
पगतमधुपमालाव्याकुलाकाशदेशः ।
अवतु जगदशेषं शश्वदुग्रात्म दर्पो[1]
विपुल परिधि[2]दन्तो दण्डशुण्डो गणेशः ॥ १ ॥

ઝરતી મદની ધારા સ્વચ્છ, તે ગંધલોભે,
ભ્રમરગણ ભ્રમન્તાં વ્યાપતાં સર્વ દિશે;
મહદ પરિધિવાળા દંતની શુંઢવંતા;
સકલ જગત રક્ષો ગર્વવંતા ગણેશા. ૧

ગણ—ટોળું. મહદપરિધિ—મ્હોટો ઘેરાવો.

---

૧ મૂળમાં उग्रात्मदर्या પાઠ છે પણ અસંગતિને લીધે તેને સ્થાને સંપાદકની સૂચના પ્રમાણે उग्रात्मदर्पो પાઠ સ્વીકાર્યો છે.

૨ મૂળમાં परिघदन्त પાઠ છે. આ માટે મ્હારા સદ્‌ગુરુશ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ લખે છે કે "परिघदन्त પાઠ જો કે बिम्बाधरની કોટિમાં ગણી શકાય છે, તોપણ તે ક્લિષ્ટ કલ્પના વૈરસ્ય ઉપજાવે છે; વળી परिघનો અર્થ 'ભૂંગળ' થાય છે, ઘેરાવાના અર્થમાં परिधि શબ્દ યોજવો જોઇએ." આ ઉપરથી परिधिदन्त પાઠ સ્વીકાર્યો છે. આ સ્થળેજ સૂચવવું ઉચિત છે કે આ શતકમાં પાઠ પાઠાંતરોનો નિર્ણય મ્હારા એ સાક્ષરવર્ય સદ્‌ગુરુશ્રીના મતથી કરેલો છે.

ઝરતી ઈ. મ્હોટા ઘેરાવાવાળા દંતૂશળથી શોભતી શૂંઢવાળા, કુંભસ્થળમાંથી ઝરતી સ્વચ્છમદની ધારાથી સુગંધ લોભે ભમતા ભમરાનાં ટોળાંએ સર્વે દિશાને છાઈ દેતા અને સ્વાભિમાનવાળા ગણેશ સકળ જગતનું રક્ષણ કરો.

પૂર્વનાં બે શતકોમાં કર્તાએ બ્રહ્માની સ્તુતિ કરેલી છે ત્યારે આ શતકમાં ગણપતિનું સ્તવન છે. તેનું કારણ એ સમજાય છે કે આ શતકનો વિષય જ્ઞાન છે અને ગણપતિએ જ્ઞાનના અધિષ્ઠાતા છે. વળી મ્હને તો લાગેછે કે આ બ્રહ્મજ્ઞાનાત્મક શતકમાં આમ શ્લેષાલંકાર યોજવોજ ઈષ્ટછે. ગણેશ ( ગણ+ઈશ. ગણ–ભિન્નભિન્ન વ્યક્તિનો સમુદાય. ઈશ–અધિષ્ઠાતા. ભિન્નભિન્ન વ્યક્તિના અધિષ્ઠાનરૂપ પરમાત્મા ) કે જેમના કુંભસ્થળ ( એક ભાગ ) માંથી ઝરતી સ્વચ્છમદની ધારા ( મોહ પમાડનારી માયા ) થી મુગ્ધ બનીને ભ્રમરગણો ( સંસારમાં ભમનાર જીવોનો સમૂહ ) સર્વ દિશામાં ભમેછે, તે ગણેશ સકળ જગતનું રક્ષણ કરો.

ગણેશના મસ્તકની આસપાસ ભ્રમરોનાં ટોળાં ગુંજાર કર્યા કરે છે એવો વિચાર મહાકવિ ભવભૂતિએ પણ દર્શાવ્યો છે. જુઓ માલતિમાધવના પ્રથમાંકમાં **गंडोड्डीनालिमालामुखरितककुभस्ताण्डवे शूलपाणेः** ઇત્યાદિ.

'વિજ્ઞાન' શબ્દનો અર્થ પૃથક્ પૃથક્ ગ્રંથકારે ભિન્નભિન્ન કરેલો છે. ભગવાન્ શંકરાચાર્ય **तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम** આ શ્રીમદ્ભગવદ્ગીતાના શ્લોકની ટીકામાં "કામે મોહિત કર્યા પહેલાં ઇંદ્રિયો, મન તથા બુદ્ધિને સ્વાધીન કરીને આત્મજ્ઞાનને તથા શાસ્ત્રજ્ઞાનને નાશ કરનારા આ કામનામના પાપી શત્રુનો પ્રકટ રીતે નાશ કરવાનું સૂચવે છે." જેને શ્રુતિ પણ **तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत** આમ ટેકો આપે છે. મિ. તેલંગ, મુંબાઈ સંસ્કૃત સીરીઝમાં શ્રીમદ્ભગવદ્ગીતાના વિવરણના પૃષ્ટ ૨૫ લીટી ૪૯૫ માં **अनुभव** અર્થ કરી સંપૂર્ણ પ્રકારે મળતા આવે છે. અમરસિંહ તેનો અર્થ **मोक्षे धी र्ज्ञानमन्यत्र विज्ञानं शिल्पशास्त्रयोः** આમ કરે છે. રામાશ્રમી મધુસૂદને અને બીજા ઘણાએ આ અર્થ માન્ય કરેલો છે. પરંતુ આ શતક માટે તો 'બ્રહ્મજ્ઞાન' એટલો અર્થજ વધારે બંધ બેસતો છે. મધુસૂ-

દનની ટીકાનો ટીકાકાર ज्ञानमितर शास्त्रीय विज्ञानं वेदान्तजन्यम्. પણ આમ 'વેદાંતિક જ્ઞાન' એટલોજ અર્થ કરે છે. અને એ અર્થને ભટ્ટભાસ્કર પોતાની અધ્યાત્મરામાયણની ટીકામાં विज्ञानमात्मतत्वज्ञानम् આ પદથી, ભર્તૃહરિ નિર્વેદ નાટકકાર विज्ञानेन विकृष्य निष्ठुरतरं नीयं परब्रह्मणि એ તથા यौवन उपभुक्त विषयस्य चरमे वयसि वितृष्णस्य ते विज्ञानमीप्सितकरं भविष्यति આ વાક્યથી અને અધ્યાત્મ રામાયણના યુદ્ધકાંડના राज्यञ्च विपुलं दत्वा विज्ञानञ्च ददौ विभुः આ પદથી આધાર મળે છે.

મંગળગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિઅર્થે શ્રીગણપતિના મંગળ સ્વરૂપનું આશીર્વચન સંયુક્ત કરેલું વર્ણન તે અહીં નાન્દી છે. ગ્રંથવસ્તુનું સૂચન પણ ઉપર દર્શાવ્યા પ્રમાણે જણાયછે. ગણેશનું આનંદમય સ્વરૂપ આલંબન છે. ઇશ્વરવિષયે રતિનો સંચારીભાવ પણ સ્ફૂરેલો છે. ને આવી સામગ્રીથી પરબ્રહ્મના સુખદસ્વરૂપ જેવો શાન્તરસ જામેછે. કાવ્યમાં સર્વત્ર વ્યાપેલો માધુર્યનો ગુણ અખંડાનંદના માધુર્યનું આસ્વાદન કરાવતો હોય એવો ભાસ થાયછે. માલિની છંદ છે. ૧



यत्सत्तया शुचि विभाति यदात्मभासा[१]
प्रद्योतितं जगदशेषमपास्तदोषं ।
तद्ब्रह्म निष्कलमसंगमपारसौख्यं
प्रत्यग्भजे परममंगलमाद्वितीयं ॥२॥

જે શુદ્ધ સત્સ્વરૂપ છે વળી જેનીજ્યોતે
ભાસે અશેષ સચરાચર વિશ્વ જોતે
નિસ્સંગ નિર્મળ અખંડ સુમંગળાત્મા
આનંદરૂપ ભજું એજ હું પ્રત્યગાત્મા. ૨

અશેષ—બધું. પ્રત્યગાત્મા—સાક્ષી, કૂટસ્થ

૧ સરખાવો ભામિની વિલાસના ચોથા વિલાસનો શ્લોક ૧૯ મો.

જે ઇ:-જે પાપરહિત સત્સ્વરૂપવાનછે, જેના પ્રકાશવડે આ બધું જડ-ચૈતન્ય સ્વરૂપવાળું વિશ્વ જણાયછે. વળી જે સંગરહિત, સત્વ, રજ કે તમો-ગુણના મલરહિત, દેશ અને કાલના અવચ્છેદરહિત, આનંદ અને મંગળરૂપ પ્રત્યગાત્મા છે તેને હું ભજુંછું.

વેદાન્તો સમજાવેછે કે છીપનું યથાર્થજ્ઞાન ન હોવાથી રૂપાની ભ્રાન્તી છે આ દૃષ્ટાન્તમાં જેમ છીપના અસ્તિત્વથીજ રૂપાની ભ્રાન્તિ છે તેમ બ્રહ્મના અસ્તિત્વથીજ જગતની ભ્રાન્તિ છે. જેમ છીપજ રૂપારૂપે ભાસેછે તેમ બ્રહ્મજ જગતરૂપે ભાસેછે. અર્થાત્ જગત્ બ્રહ્મથી ભિન્ન નથી; બ્રહ્મરૂપજ છે. આ સિદ્ધ કરનારી અનેક શ્રુતિયો છે.

" તે બ્રહ્મના પ્રભાવથી (અથવા પ્રકાશથી ) આ સૂર્ય, ચન્દ્ર, તારક, વિજળી આદિ સર્વ પ્રકાશે છે; એક અને અદ્વિતીયજ બ્રહ્મ છે " ઇ. ઇ.

પ્રથમના શ્લોકમાં ગ્રંથનાં વિષયનું સૂચન અસ્પષ્ટ લાગતું હતું; આમાં સ્પષ્ટ સૂચન છે. આ અને આ શતકના બધા શ્લોકમાં સંસારની લાલસા ત્યજી પરમતત્ત્વમાં વિશ્રાન્તિ લેવા રૂપ શમ સ્થાયીભાવ છે. પરમાત્માના શુદ્ધત્વ, પ્રકાશમયત્વ, વગેરે ગુણોનો અને બ્રહ્મના સત્યસ્વરૂપનો નિશ્ચય કરવામાં મતિ નામે વ્યભિચારીભાવ છે. આ વ્યભિચારીભાવ બ્રહ્મવિષયે રતિના સંચારી ભાવને પોષી, 'ભજુ' શબ્દે સૂચિત થતા ઔત્સુક્યનામના વ્ય૦ ભાવનો આવિર્ભાવ કરેછે. આમ ઉત્તરોત્તરભાવોથી પુષ્ટ થતો શમ, શાન્તરસરૂપે પ્રતીત થાયછે. વસંતતિલકા છંદ છે. ૨



**हे पुत्राः व्रजताभयं यत इतो गेहं जनन्या समं**
**रागद्वेषमदादयो भवतु वः पन्थाः शिवो मायया ।**
**काशीं साम्प्रतमागतोऽहमहह क्लेशेन हातुं वपुः**
**सर्वानर्थगृहं सुपर्वतटिनी वीचिश्रिया मण्डिताम् ॥३॥**

**હે પુત્રો ! જનનીની સંગ સુખથી સ્વસ્થાનમાં સંચરો,**
**હે રાગાદિ સખા ! પથો તમતણા કલ્યાણકારી બનો;**

**હું તો ગંગતરંગ મંડિત હવે વારાણાસીમાં વસી,**
**સર્વે દુ:ખનું મૂળ દેહ ત્યજવા કષ્ટેથી આવ્યો અહીં.૩**

સ્વસ્થાન—પોતપોતાને ઘેર. પથો—રસ્તાઓ.

પુત્રો, પ્રધાનો, પટ્ટરાણીઓ ને પ્રજાજનો રાજ્યમાં પાછા આવવા આગ્રહ કરેછે છતાં પાછા જવા ન ઇચ્છતા ને વારાણસીમાં વસી રહેલા વિરક્ત મહારાજા ભર્તૃહરિની આ ઉક્તિ છે. કહેછે કે:–

હે પુત્રો ! તમે આ તમારી જનની ( પોતાની પટ્ટરાણી ) સાથે સુખેથી પોતપોતાના સ્થાનમાં સંચરો. વળી હે રાગાદિ સખાઓ ! ( મ્હારી સાથે દીર્ઘકાળથી પરિચય રાખનારા કામ ક્રોધ લોભ, મોહ, મદ, ઇ, હે મિત્રો ! ) તમે પણ તમને કલ્યાણકારી ઇચ્છિતમાર્ગમાં ગતિ કરો. કારણ હવે મ્હેં વિતરાગી બની પુત્ર કલત્રાદિ સંસારિકવિષયો ત્યજેલા છે. અને સર્વે દુ:ખના મૂળરૂપ—સર્વે અનર્થોના આશ્રયસ્થાન રૂપ—જે આ દેહછે, તેને ત્યજવાને હું ગંગાની તરંગ શોભાથી શોભિત થએલી રમ્ય વારાણસીમાં નિવાસ કરવા કષ્ટો સહીને પણ આવ્યો છું જેથી પાછો આવી શકતો નથી. તીર્થ કરવા નહિ પણ નિવાસ કરી ભાગીરથીના જળમાંજ શરીરની ભસ્મ પાડવાસારૂ નિરહંકારી, નિર્મમત્વી હું કાશીમાં આવેલો છું એટલે પાછો નહિ આવું. તમે રાણીને તેડી હવે પાછા જાઓ એ ભાવછે.

ભર્તૃહરિ નિર્વેદ નાટકમાં પણ મંત્રી દેવતિલક અને ઘેર પાછા જવા ન ઇચ્છતા વિરક્ત ભર્તહરિ વચ્ચે આને મળતોજ પ્રસંગછે. તેમાં વાર્તાલાપ થાયછે. કે:–

**દેવતિલકઃ–** હા દેવ ! રાજનને આશ્રયે રહેતી સંપત્તિ વગેરેની હવે શું ગતિ થશે !

**રાજા—** શાર્દૂલવિક્રીડિત છંદ.

**રંગીલા વરને વરો સુખથકી ભોગોન્મુખી સંપતિ,**
**હે કામાદિ અનુચરો ! તજીમને ઇચ્છિત કીજે ગતિ;**
( હાથ જોડીને )
**પૂજ્યો ! આપ ક્ષમા કરો અહીં વસ્યો શીરે ધરી હું શ્રુતિ,**

**બ્રહ્મજ્ઞાન અનુભવાર્થે રસમાં ખેંચાઉં હાવાં અતિ.†( ૫-૨૫ )**

( ભોગવાસનામાં ઉત્કંઠાવાળી સંપતિ ભલે રંગીલા વરને વરો. વળી કામ, ક્રોધ, મોહ, મદ, ઇ, દીર્ઘકાલના પરિચયવાળા હે સેવકો ! તમે પણ મારો ત્યાગ કરી તમને ગમે તે આનંદપથમાં ગમન કરો[2] વળી હે પુજ્યો દેવદ્વિજગુરુ આદિ હે માન્યજનો ! હું આપનાથી છૂટવાનું નિષ્ઠુરપણું કરૂં છું તેને માટે મ્હને ક્ષમા કરો. કારણ " જ્યારે વૈરાગ્ય ઉપજે ત્યારે સંન્યાસ ધારવો " એ શ્રુતિની આજ્ઞાશિરે ચડાવી હું અહીં ( કાશીમાં ) વસેલો છું અને હવે હું બ્રહ્મજ્ઞાનના અનુભવાર્થે ( વિજ્ઞાન માટે ) રસમાં (અખંડ એકરસ સચ્ચિદાનંદમાં ) તલ્લીન થવા અતિ આકર્ષાઉં છું. તાત્પર્ય કે હવે હું સમાધિપરાયણ થવા ઇચ્છું છું તો આપ વિઘ્નકારી ન થતાં સર્વ ચાલ્યા જાઓ એ ભાવછે.

આમાં નિર્વેદનો સહચારીભાવ સંપૂર્ણ ખીલેલો છે. ' દુઃખમુળ દેહ ' તેનું આલંબન છે. તે પુત્રો ! ના દીર્ઘશોકોચ્ચારણે પ્રતીત થતો કાતરતા મિશ્રિત ગ્લાનિનો ભાવ સ્પષ્ટ છે. રાગાદિસહચરોને ત્યજવાથી વ્યાપેલો હર્ષ ગંગતરંગમંડિત વારાણસીનું સૌંદર્ય જોતાં વ્યાપેલો રતિ અને 'કષ્ટેથી આવ્યો અહીં ' કથવામાં વ્યાપતો શ્રમ પણ પોષક સહચારી ભાવ બનેલ છે. અને તે સર્વે નિર્વેદને પુષ્ટ કરેછે. માધુર્યને પ્રસાદ ગુણ સ્પષ્ટ છે. શાર્દુલવિક્રીડિતછંદ છે. ૧૦૦

---

૧ अन्यंकाञ्चिदुपाश्रयन्तुपुरुषं भोगोन्मुखंसंपदः कामक्रोधमदा (दाः) पदानिमवतांभूयांसिमामुञ्चत: ( ताम् ) । क्षन्तव्यंगुरु दैवताद्विजगणैः श्रोतान्निदेशादहं विज्ञानेन विकृष्य निष्ठुर तरंनीये परब्रह्मणि "

૨ ભર્તહરિ નિર્વેદના આ શ્લોકની બીજીલીટીના અર્થને,બંધ બેસતો શ્લોક ભટ્ટીકાવ્ય અધ્યાય. ૨૦ શ્લોક ૨૫ નો આ પ્રમાણે છે.

" यथेष्टचरवैदेहि पन्थानःसन्तुतेशिवाः ।
कामास्तेन्यत्रतायन्तां विशङ्कांत्यज मद्गताम् ॥ "

तीर्थावस्थानजन्यं न भवति सुकृतं दुष्कृतोन्मूलनं वा
यस्मादाभ्यां विहीनः श्रुतिसमधिगतप्रत्यगात्मा[१] जनानाम् ।
सर्वेषामद्वितीयो निरतिशयसुखो यद्यपि स्वप्रकाशा-
स्तीर्थे विद्वांस्तथापि स्पृहयति तपसे यत्तदाश्चर्यहेतुः ॥ ४

જ્ઞાની સત્કાર છે ઉપનિષદ રસે અંતરાત્મા વિલોકી.
જામે પુણ્યો, વિરામે અઘ કદિ નહિ રે' તીર્થસ્થાને વશ્યાથી;
સર્વેમાં સાક્ષીરૂપી સુખસ્વરૂપી પરબ્રહ્મની પ્રાપ્તિકારી,
વિદ્વા તીર્થે છતાં એ તહીં તપ ચહતા એજ આશ્ચર્યકારી.૪

અઘ-પાપ.

જ્ઞાનીજનો તીર્થસ્થાનમાં જઈ ઉપનિષદના જ્ઞાનામૃતે ( આ આત્મા અસંગ છે. તેને પાપપુણ્ય સુખદુઃખ કે બંધમોક્ષ કાંઇ છેજ નહિ આવા જ્ઞાને ) અંતરાત્માનો સાક્ષાત્કાર કરી પોતાના સર્વ અજ્ઞાનજન્ય સંસ્કારોનો નાશ

१ प्रत्यगात्मा—પ્રત્યેક માણસનો આત્મા. અંતરાત્મા. તારાનાથશંકર લખે છે કે: પ્રત્યેક વસ્તુની અંદર જે અદ્વિતીય વ્યાપી રહેલછે તે. ભગવાન્ શંકરાચાર્ય શ્રીકઠોપનિષત્ વલ્લી ૪ મંત્ર ૧ લાના ભાષ્યમાં લખે છે કે प्रत्यङ् चासावात्मा चेति प्रत्यगात्मा प्रतीच्ये वात्मशब्दो रूढो लोके ना-न्यस्मिन् व्युत्पत्तिपक्षेऽपि तत्रैवात्मशब्दो वर्त्तते । यच्चाप्नोति यदादत्ते यच्चात्ति विषयानिह यच्चास्य सन्ततो भावस्तस्मादात्मेति कीर्त्यतइत्यात्मशद्ब व्युत्पत्तिस्मरणात । तं प्रत्यगात्मानं स्वस्वभावमैक्षदपश्यत् पश्यतीत्यर्थः । આ સ્થળે કવિ દલિલ કરે છે કે જે માણસે બ્રહ્મજ્ઞાન મેળવ્યુ છે અને આત્મા અસંગ છે એમ અપરોક્ષ અનુભવ્યું છે તો પછી તપ શા માટે કરવું જોઇએ. ! સરખાવો 'न वर्धते कर्मणा नो कनीयान्' 'नैनं पाप्मा ( पाप्मा पुण्यपाप लक्षणः शां. भा. ) तरति सर्वं पाप्मानं तरति नैनं पाप्मा तपति सर्वं पाप्मानं तपति' 'नैनं कृताकृते तपतः" શ્રી બૃહદારણ્ય કોપનિષત્ ૪-૪-૨૩-૨૨. વળી સરખાવો ગીતા અ. ૨ શ્લોક. ૫૦ बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते"

કરેછે. કેવળ તીર્થસ્થાનમાં વસવામાત્રથીજ પુણ્યનો થર જામી જાય કે પાપ વિરામી જાય એમ નથી. જે કે સર્વ પ્રાણીના સાક્ષીરૂપી ને આનંદસ્વરૂપી જે પરબ્રહ્મછે તેમની પ્રાપ્તિ કરાવનારી બ્રહ્મવિદ્યા ( શ્રી મુણ્ડકોપનિષદમાં કહેલી **अथ परा यया तदक्षरमधिगम्यते.** જે વિદ્યાવડે તે અવિનાશીબ્રહ્મ પામી શકાયછે તે પરાવિદ્યા ) ' કાશી વિદ્યાસુધાનિધિ, જેવા તીર્થસ્થાનમાં મળેછે ખરી છતાં તે ન મેળવતાં કેટલાક જન ત્યાં વસી માત્ર તપ તપવાનુંજ ચાહેછે એ આશ્ચર્ય ઉપજાવનારું છે. તાત્પર્ય કે તીર્થસ્થાનમાં જઇ તપ તપવા કરતાં અવિદ્યા હણનારી પરાવિદ્યા મેળવી પરબ્રહ્મનો અપરોક્ષ અનુભવ કરવો શ્રેયસ્કરછે.

આત્માને અસંગ ( પાપ પુણ્યાદિ રહિત) અનેક શ્રુતિયો ગાય છે, એક શ્રુતિ ગાય છે કે **( अप्राणो ह्यमनाः शुभ्रोऽसंगो ह्ययं पुरुषः)** " પ્રાણરહિત, મનરહિત ને સંગરહિત આ નિર્મળ પુરુષ છે. " બીજી શ્રુતિ ગાય છે કે (**साक्षी चेता केवलो निर्गुणश्च** ) " સાક્ષી ચૈતન્ય કેવળ નિર્લેપ છે. " ત્રીજી શ્રુતિ ગાય છે કે (**अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतादन्यत्र भूताच्च भव्याच्च** ) " એ ધર્મથી જૂદું, અધર્મથી જૂદું, કાર્યથી જૂદું, કારણથી જૂદું, ભૂતકાળથી જૂદું, ને ભવિષ્યકાળથી જૂદું છે. " અર્થાત્ કોઇ પણ જાતના પરિચ્છેદ રહિત છે. આથી જ ભગવાન્ શંકરાચાર્ય કહે છે કે ( **इदन्तु पारमार्थिकं कूटस्थं नित्यं व्योमवत् सर्वव्यापि सर्वविक्रियारहितं नित्यतृप्तं निरवयवं स्वयं ज्योतिः स्वभावं** ) " પણ આતો પરમાર્થિક કૂટસ્થ નિત્ય, આકાશપેઠે સર્વવ્યાપી, સર્વવિકાર રહિત, સદા તૃપ્ત, અવયવ રહિત ને સ્વપ્રકાશસ્વરૂપી છે " તેને ધર્મ અધર્મ કે કાલત્રયથી વિકાર નથી. માટેજ મોક્ષાર્થે કર્મ કરતાં જ્ઞાનની અપેક્ષા પ્રધાનપણે પ્રસ્તુત શ્લોકમાં ગાયેલી છે.

અત્ર સંસાર છેદી પાપપુણ્યથી મુક્ત થવા રૂપ મુમુક્ષા આલંબન છે. ઉપનિષદનું બ્રહ્મજ્ઞાનરૂપી અમૃત, સંસ્કારનો લય અને સર્વસાક્ષી સચ્ચિદાનંદનું આનંદમય સ્વરૂપ ઉદ્દીપન છે. તપ તપતાં માણસોને નિહાળી થતો વિસ્મય સહકારીભાવ છે. અને એમ શમ પોષાય છે. સ્રગ્ધરાવૃત્ત છે. ૬૬

प्रज्ञावन्तोऽपि केचिच्चिरमुपनिषदाद्यर्थकारा [1]यतन्तो
व्याकुर्वन्तोऽपि केचिद्दलितपरमता यद्यपि ज्ञाततत्त्वाः ।
तीर्थे तीर्थे तथापि भ्रमणरसिकतां नो [2]जहत्यध्वखेदा-
द्यत्तत्कष्टं विधत्ते मम मनसि सदा पश्यतस्तत्र कृत्यम् ॥ ९

વેદાન્તજ્ઞો, ધીમન્તો, ઉપનિષદતણા બોધકો, ભાષ્યકારો,
પાંડિત્યે ખંડનારા પરમત, વળિ જે જ્ઞાતતત્વો બધાંઓ;
તે એ પંથાભિલાષી બની રનવન થૈ તીર્થ તીર્થે ભમે રે !
તેહેનાં કૃત્યો નિહાળું ભ્રમણ—દુખતણાં ચિત્ત મ્હારું બળે રે !૫

વેદાન્તજ્ઞો—ઉપનિષદો જાણનારા. ધીમન્ત—બુદ્ધિમાન. બોધકો—બોધ કરનારા. ભાષ્યકારો—સૂત્રોનું વિસ્તારથી વ્યાખ્યાન કરનારા. જ્ઞાતત્વો—તત્વજ્ઞાનીઓ.

ઉપનિષદો જાણનારા, ઉપનિષદોનો બોધ કરનારા, શાસ્ત્રનાં સૂત્રોનું વ્યાખ્યાન કરનારા, વિદ્વત્તાથી પારકામતનું ( પ્રતિવાદીના વિચારોનું ) ખંડન કરનારા, વેદપ્રતિપાદન તત્વજાણનારા, અને તેવાજ બીજા ઘણા બુદ્ધિમાનો મ્હેં દીઠા છે; પરંતુ તેમાંના ઘણા તો પંથ કરવાના ( રખડવાના ) અભિલાષી બની, આ તીર્થથી તે તીર્થે ને તે તીર્થથી પેલે તીર્થે ભમેછે ને રન વન ( હેરાન હેરાન ) થાયછે. અરે રે! તેમના પંથે ભમવાના દુઃખો ( ટાઢ, તાપ, વરસાદ, ભૂખ, તરસ, શ્રમ, ઇ, વિવિધ પ્રકારનાં કષ્ટો ) નિહાળુંછું ત્યારે મ્હારૂં પણ ચિત્ત બળે છે. જ્ઞાનીઓ પણ મૂઢ જેવાં આચરણો આચરેછે. એથી મ્હને મ્હોટું દુઃખ થાય છે. એ ભાવછે.

૧ જો કે यत् ધાતુ આત્મનેપદી છે, તોપણ અહિયાં પરસ્મૈપદી ગણ્યો છે. સરખાવો, " यतन्तो योगिन श्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम । यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः " શ્રીમદ્ભગવદ્ગીતા અધ્યાય ૧૫ મો શ્લોક ૧૧ મો. અને તે ઉપર કહેલી મધુસુદનની ટીકા.

૨ આવાજ વિચારને માટે ભામિની વિલાસનો આ શ્લોક જુઓ. " उपनिषदः परिपीता गीतापि च हन्त मतिपथं नीता, तदपि न हा विधुवदना मानसमसदनाद्बहिर्याति "

શમને પોષનાર વિષાદનો ભાવ અહીં ખીલેલો છે. તીર્થભ્રમણરૂપ અજ્ઞાન તેનું આલંબન છે. 'પંથાભિલાષી' બનવા, 'સ્નાન' થવાને 'કષ્ટ' વેઠવારૂપ જ્ઞાનીઓની અજ્ઞાનભરી ચેષ્ટાઓ ઉદ્દીપન છે. દુઃખ નિહાળતાં થતો 'ચિત્ત બળવા' રૂપ અનુભાવ પણ છે. ચોથાપદમાં દયાનો ભાવ પણ જણાય છે. આમ આલંબન, ઉદ્દીપન, અનુભાવ ને સહકારી ભાવે વિષાદ પોષાઇ શમને સહકારી બને છે. સ્રગ્ધરાવૃત્ત છે. ૫.



**यावत्ते यमकिंकराः करतलक्रूरा सिपाशादयो**
**युद्दान्ताः सृणिराजदीर्घसुनखा दंष्ट्राकरालाननाः ।**
**नाकर्षन्ति नरान्धनादिरहितान्यत्तात्रदिष्टेच्छया**
**युष्माभिः क्रियतां धनस्य कृपणास्त्यागःसुपर्वादिषु॥ ६**

**દંષ્ટ્રા લાલ કરાળ, ભીષણ મુખો, ઉત્તુંડતુંડાનખો,**
**ખડગો ચંડપ્રચંડ, પાશ ધરતા વિક્રાળ કાળા દૂતો,**
**ખેંચે ના તુજને જહીં સુધી અરેરે ! એકલો લોભિયા !**
**ત્યાંસુધી શુભદિન દાન કરજે ધારી રૂડી વાંછના. ૬**

દંષ્ટ્રા—દાઢ. ભીષણ—ભયંકર. ઉત્તુંડતુંડાનખો.—મોટા તીક્ષ્ણ નખો. અથવા મોટાંમાથાં ને નખવાળા. કાળાદૂતો—યમના ચાકરો. શુભદિન—પુણ્યકરવાના ઉત્તરાયણાદિ ઉત્તમ દિવસો. રૂડીવાંછના—સારીગતિ થવાની લાલચ.

વિક્રાળ મુખમાં ( લોહી ચોટવાથી થએલી ) ભયંકર લાલ દાઢવાળા, મોટા પર્વત જેવડા માથાવાળા, પ્રચંડ નખવાળા ચંડ ( વિક્રાળ ) ખડગો અને પ્રચંડ ફાંસી ધરનારા યમના વિક્રાળ કાળાદૂતો તને એકલોજ (ધનદારાદિ રહિત) જયાં સુધી ખેંચી ગયા નથી ત્યાંસુધીમાં હે લોભિયા! ભવિષ્યકાળમાં સારીગતિ થવાની ભાવના ધરી સારાંસારાં પર્વોને દિવસે દાન કરજે. જેને માટે દ્રવ્ય ભેગું કરવા ઇચ્છિએ છીએ તે સ્ત્રીપુત્રાદિ સાથે આવવનાં નથી તેમ દ્રવ્યપણ સાથે આવવાનું નથી, માટે સત્કાર્યાર્થે દ્રવ્યનો જે ઉપયોગ કર્યો તેજ ભવિષ્યમાં લાભકારી છે એ ભાવ છે.

બીષણકાળ દૂતરૂપ આલંબને ને તેનાં બીષણ દંષ્ટ્રા, ચંડનખ, પ્રચંડપાશ ને વિકાળ શરીરરૂપ ઉદ્દીપને ત્રાસનો વ્ય. ભાવ પોષાય છેવળી તે 'હા' અવ્યયે સૂચિત થાયછે. તડફડતા ને વ્યાકુળ થતા જીવને ખેંચી જવાની ક્રીયા, આત્રાસનું અને ' અરેરે ' શબ્દે સૂચિત થતા દૈન્યનું પોષણ કરે છે. આમ ત્રાસ ને દૈન્યની સંસૃષ્ટિથી પરિપોષિત થતો મતિનો વ્ય ભાવ ચોથાપદમાં રેલાય છે. અને તેથી શમનું પોષણ થાયછે. આરભટીવૃત્તિ છે. બન્ધ વૈકટય જેવું સહજ જણાય છે પણ ઓજ ગુણને પ્રકાશક હોવાથી તે દોષ નહિ પણ ગુણ બને છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૬૮.

---

आढ्यः कश्चिदपंडितोऽपि विदुषां सेव्यः सदा धार्मिका
विश्वेषामुपकारको[१] मृगदृशामानन्दकन्दाकरः।
कर्पूरद्युति कीर्तिभूषितहरिद्भूमण्डले गीयते
शश्वद्वन्दिजनैर्महीतनु भृतः[२] पुण्यैर्न कस्योदयः ? ॥

બંદી વંદી કપૂરખંડ સરખા ગુણો બધે પાથરે,
સેવે સાક્ષર સર્વ, ધાર્મીક બને, સૌ વિશ્વ મોહી રહે,
રામાને મન મોદ ઓધ બનશે મુર્ખેય લક્ષ્મી મળ્યે !
કોની ઉન્નતિ પુણ્યથી નહિ થશે ઓ બન્ધુ આ ભૂતળે?!૭

બંદી—ગુણગાન કરનારા ગવૈયા. સાક્ષર—વિદ્વાન.
મોદઓધ—આનંદ ભંડાર. ઉન્નતિ—ઉદય.

દેખાતા ગડબડગંડુ મનુષ્યો પણ પૂર્વનાં પુણ્યને યોગે લક્ષ્મી પામતાં કેવા સમજુ બની જાયછે. તે આમાં વર્ણ્યું છે કહે છે કેઃ- ભલે મૂર્ખમાણસ હશે પણ તેને લક્ષ્મી મળી કે સ્વાર્થ સાધવા સર્વે જનો તેની પાસે 'ભાઈભાઈ' કરતા આવશે. ગુણ ગાનાર બન્દીજનો તો કર્પૂરના કડકા જેવા તેના ઊજળા યશો. લ-

---

૧ " पुण्यैः તે સ્થળે જો द्रव्यैः પાઠ હોય તો અર્થસંગતિ વધારે સારી થાય" એમ સંપાદક માનેછે. પણ દ્રવ્યનું માહાત્મ્ય આ વિજ્ઞાનશતકમાં ગાયું હોય એ માનવું ઉચિતનથી. અને તેથીજ મ્હને મૂળપાઠ સારો લાગતાં સંપાદકની સૂચના પ્રમાણે ફેરફાર કરેલો નથી.

લકારી લલકારીને દિશાઓ ગજાવી દેશે. વિદ્વાનો પણ તેની સેવા કરશે. અને તેમની સત્સંગતિને લીધે તે ધર્માચરણી થતાં મહીતલનાં માનવીઓ પણ ત્હને જોઈ મોદિત થશે. વળી તેની મૃગલોચની સ્ત્રીના મનમાં પણ તે આનન્દનો ભંડાર બનશે. બન્ધુ ! આ ભૂતલમાં પુણ્યથી કોનો ઉદય નથી થતો? નક્કી માનજે કે આ ભવે પુણ્ય કર્યું હશે તો તેથી લક્ષ્મી મળશે ને તેથી સૌવાના મળતાં ઉન્નતિ થશે.

શમને પોષનાર, પુણ્યસંચયપ્રતિ પ્રીતિ બંધાવનારો, રતિનો ભાવ અત્રે ખીલેલો છે. પુણ્યવાન જન તેનું આલંબન છે, તેની ટળેલી મૂર્ખતા, તેને મળેલી લક્ષ્મી, 'બંદીની વંદના,' 'સાક્ષરે થતી સેવા,' 'વિશ્વરંજકતા,' 'ધાર્મિકતા' ને 'રામાને મોદદાયકતા' તેનાં ઉદ્દીપનો છે. આથી ખીલતો રતિ, શમને પોષે છે. પ્રથમ પદમાં ઉપમા, ત્રીજામાં રૂપક ને ચોથામાં અર્થાન્તર ન્યાસ અલંકારો છે. વળી ગ્રાહક ને ગ્રાહ્યના ભિન્નભિન્ન ગુણોને લીધે આ શ્લોકમાં એકજ વસ્તુ અનેકરૂપે ભાસતી હોતાં ઉલ્લેખાલંકાર પણ છે. છેકાનુપ્રાસ ને માધુર્યગુણ છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે.૭

---

[1]यमाराध्याराध्यं त्रिभुवन गुरुं प्राप वसतिं
ध्रुवो ज्योतिश्चक्रे सुचिरमनवद्यां शिशुरपि ।
अवाप प्रल्हादः परमपदमाराध्य यमितः
स कस्यालं क्लेशो हरति न हरिः कीर्तितगुणः ॥ ८

ત્રિલોકે ગુરૂનું મહદપદ લીધું લઘુ [1]ધ્રુવે,
ભજી જેથી પામ્યા અકથ, ચીર જાજવલ્ય સ્વરૂપે,
વળી તે આરાધી પરમપદ પ્રલ્હાદ વિચર્યા,
કહો કયા ભક્તોનાં દુઃખ ગુણી હરિએ નથી હર્યાં? ૮

મહદ—મ્હોટું. અકથ—કહીશકાયનહિ એવું. ચિર—સદાકાલ. જાજ્વલ્ય—જળહળતું, કીર્તિમય.

---

૧ ધ્રુવજી—ઉત્તાનપાદના પુત્ર. તે ઓરમાન માતાના મ્હેણાથી વનમાં તપ કરવા ગયા, અને ભગવાનને પ્રસન્ન કરી જ્યોતિર્મંડળમાં તારકસ્વરૂપ તથા અનેક વર્ષ સુધી રાજ્યપદ પામ્યા. જુઓ શ્રીમદ્ભાગવત સ્કંધ ૪

ધ્રુવજી લઘુવયમાં છતાં પણ જે (હરી) ને ભજી ત્રિભુવનના ગુરૂનું કહી ન શકાય એવું મોટું, સદાકાળ રહેનારૂં જલહળતા તેજસ્વીરૂપવાળું સ્થાન પામ્યા ! વળી તેમનેજ આરાધીને પ્રલ્હાદજી પણ ઉત્કૃષ્ટ પદ પામ્યા !! કહો કે ગુણવાળા શ્રી હરિએ કયા ભક્તનાં દુઃખો હર્યાં નથી ? આશ્રિત જનનાં દુઃખો તો ઇશ્વર અવશ્ય હરેછેજ એ ભાવછે. 'લઘુ' શબ્દથી એમ સૂચન થાય છે કે શ્રી હરિ ભક્તની વય પણ જોતા નથી 'પ્રલ્હાદજી' નું દૃષ્ટાંત આપેલું હોવાથી એમ પણ સૂચવે છે કે શ્રી હરિને 'દૈત્ય હોવા દાનવ હો' પણ ભેદભાવ નથી. તે દયાળુનેતો સર્વ પ્રાણી દયાપાત્રજ છે. અત્રે ઇશ્વરપરાયણ બનવારૂપ આલંબન છે. 'છોટા ને મોટા' દૈત્ય ને દાનવ સર્વપર કૃપા વિસ્તાર થવો એ ઇશ્વરની દયાળુતા ઉદ્દીપન છે. વળી આશ્રયીઓને આપેલાં અમૂલ્ય પદો પણ ઉદ્દીપન કરનારાં હોઇ ઇશ્વરવિષયે રતિનો ભાવ પોષે છે. વળી છેલ્લીપદમાં પૂછેલો સોત્તરપ્રશ્ન નિશ્ચયનામના ભાવને ઉદયપમાડી કવિરાજ વિશ્વનાથના કથવા પ્રમાણે ભાવોદય નામનો અલંકાર બનાવે છે. વળી અર્થાન્તરન્યાસ અલંકાર પણ છે. આ સર્વે સામગ્રીથી શાન્તરસ જામે છે. શિખરિણી છંદ છે. ૭૦

---

અધ્યાય ૯ મો. (नान्यैरधिष्ठीतं भद्र ! यद्भ्राजिष्णु ध्रुवक्षिति यत्रग्रहर्क्षताराणां ज्योतिषां चक्रमाहितं ) " જેણે ગ્રહો, તારાઓ ને આકાશનું ચક્ર ધારેલું છે. તેવું સ્થાન ધ્રુવપદનું ઠેકાણું હે ભદ્ર ! તમને સમર્પું છું. આવું પ્રકાશિત સ્થાન કોઈ અન્યે પમાયું નથી. "

પ્રલ્હાદજી—હિરણ્યકશિપુ દાનવના પુત્ર. ઇશ્વરના અનન્યભક્ત હોવાથી અસુર પિતાએ તેમને પર્વત ઉપરથી નીચે પછાડી, મારી તથા બાળી નાંખવા મનસુબો કર્યો પણ મિથ્યા. છેલ્લે એક સ્તંભમાંથી વિષ્ણુ ભગવાને નૃસિંહાવતાર ધરી રાક્ષસનો સંહાર કર્યો ને પ્રલ્હાદને વરદાન માગવાનું કહ્યું. પ્રલ્હાદજીએ વરદાન માગ્યું કે હે મહારાજ ! " મ્હારા પિતાને મુક્તિ આપો. " દયાળુ ભગવાને તેની ૨૧ પેઢીના પૂર્વજોને મુક્તિ આપી. અને પ્રલ્હાદજીને સર્વ ભક્તના શિરોમણીનું મહદપદ આપ્યું, જુઓ શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૭ અધ્યાય ૧૦ મો. ( त्रिः सप्तभिः पितापूतः पितृभिः सह तेऽनघ ! यत्साधोऽस्यगृहे जातो भवान्वैकुलपावनः )

को देवो भुवनोद्भयावनकरो विश्ववरो विद्यते
यस्याज्ञावशवर्तिनो जलधयो नाप्लावयन्ति क्षितिम् ।
इत्याम्नातमपीश्वरं सुरशीरोरत्नं जगत्साक्षिणं
सर्वज्ञं धनयौवनोद्धतमना नो मन्यते बालिशः ॥ ९

આવિર્ભાવ અખિલ આ ખલકનો જેથી થયો છે વળી,
બોળી અબ્ધિ ન રોળતા ભુવનને જે ઇશ્વરાજ્ઞાથકી;
વેદવંદિત, વિશ્વવ્યાપક, વિભુ જે દેવદેવ પ્રભુ,
ત્હેને યે ધન જોબને મદભર્યા મુર્ખો ન માને કશું ! ૯

આવિર્ભાવ—ઉત્પત્તિ. અબ્ધિ—સમુદ્ર.
દેવદેવ—દેવનો દેવ, સર્વ દેવોમાં શ્રેષ્ઠ.

આમાં ચાર્વાકવાદી જેવા નાસ્તિકો કે જેઓ ([1]न स्वर्गो नापवर्गो वा नैवात्मा पारलौकिकः) "સ્વર્ગ નથી ને નર્ક પણ નથી. તેમજ આત્મા કે પરલોક સંબંધી વાતો પણ ગપ્પાંજ છે" એમ કહે છે ને જે (यावज्जीवेत्सुखं जीवेत् ऋणं कृत्वाघृतं पिबेत् भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः) "જ્યાં સુધી જીવવું ત્યાંસુધી સુખમાં રહેવુ ને દેવું કરીને પણ ઘી પીવું. કારણ ભસ્મ થઇ જવાના આ દેહનું ફરી મળવું થવાનું જ નથી." "પુનર્જન્મ કાંઇ આવવાનો નથી એટલે લેણદારો રડી મરે તો ભલે" આવું માનનારા છે તેમની નિન્દા કરેલી છે.

કહે છે કે આ ખલકની જેથી ઉત્પત્તિ, સ્થિતિ ને લય થાય છે; જેની આજ્ઞાને વશ થઇ સમુદ્રો આ ભુવનને બોળી મારતા નથી. જે વેદમાં વંદના કરાએલ ("આ [2]અચિન્ત્ય, ઇંદ્રિયોથી અસ્પષ્ટ, અનંત રૂપવાળું, મંગળરૂપ, અતિશય શાન્ત, અમર, સર્વના કારણરૂપ, આદિ, મધ્ય ને અંતરહિત ને જેનું રૂપજ નથી એવું આશ્ચર્યરૂપ છે" આવી સ્તુતિ કરા-

---

૧ જુઓ સર્વદર્શન સંગ્રહ.

૨ अचिन्त्यमव्यक्तमनंतरूपं शिवं प्रशान्तममृतं ब्रह्मयोनिम् । तमादिमध्यान्त विहीनमेकं विभुं चिदानंदमरूपमद्भुतं જુઓ કૈવલ્યોપનિષત્.

એક ) છે. જે વિશ્વમાં વ્યાપક, સર્વેના સાક્ષી ને સર્વજ્ઞ છે, એવા સર્વથી એક દેવાધિદેવને પણ ધન અને જુવાનીમાં છકી ગએલા મૂર્ખો કશું માનતા નથી. અહો કેવી મૂર્ખાઇ છે!!

ઈશ્વરપ્રતિ રતિનો વ્યં૦ ભાવ ઇશ્વરના ગુણગાનથી સ્પષ્ટ થાય છે. તે રતિભાવ ઇશ્વર ન માનનારા નાસ્તિકપ્રતિ અસૂયાના ભાવને મળી અસૂયાને દ્વિગુણ પ્રબલ બનાવે છે અને પોષે છે. આમ પોષાએલ અસુયા તે નાસ્તિકને 'મુર્ખ' કથવાના પરૂષોચ્ચારે સ્પષ્ટ થાય છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૭૧

---

कस्येमौ पितरौ मनोभवरता तापेन संयोजिता-
न्यन्योन्यं तनयादिकं जनयतो भूम्यादि भूतात्मभिः ।
इत्थं दुःस्थमतिर्मनोभवरति र्यो मन्यते नास्तिकः
शान्तिस्तस्य कथं भवेद्धनवतो दुष्कर्मधर्माश्रयात्[1] ॥१०॥

"માબાપે શું? ન કાંઈ, માત્ર મદને દુઃખી થઈ દંપતિ,
ભૂતોનાજ સ્વભાવથીજ રચતાં મૈથુન્યથી સંતતિ!"
કામાસક્ત કુબુદ્ધિ નાસ્તિક જનો આવા વિચારે ભમે,
કાળાં કર્મ ભરેલ ધર્મ શરણે જાતાં શું શાન્તિ મળે? ૧૦

ભૂતો—પૃથ્વી, પાણી, તેજ ને પવન એ ચાર મહાભૂતો.
દંપતિ—સ્ત્રી પુરૂષનું જોડું. મૈથુન્ય—સંભોગ.

નાસ્તિક મતવાદીઓ કે જેઓ શાસ્ત્રોને, આત્માને કે પૂન્યોને માનતા નથી ને કહે છે કે ( **अत्रचत्वारि भूतानि भूमि वार्यनलानिलाः चतुर्भ्यः खलु भूतेभ्यश्चैतन्यमुपजायते ॥ त्रयो वेदस्य कर्त्तारो भण्डधूर्त्त निशाचराःबुद्धिपौरुषहीनानां जीविकाधातृनिर्मिता॥**) "અહીંયાં જે ચાર ભૂતો, પૃથ્વી, પાણી, પાવક ને પવન છે; તે ચાર ભૂતથીજ ચૈતન્ય ઉપજે છે." તે સિવાય આત્માબાત્મા કાંઇ નથી. શાસ્ત્રો

---

૧ મૂળમાં दुष्कर्म धर्मश्रमात् પાઠ છે. સારો લાગતાં ઉપરનો પાઠ સ્વિકાર્યો છે.

એવી વાતો સમજાવે છે કે ચૈતન્ય અનાદિ છે એ શાસ્ત્રકારોની વાત જૂઠી છે. અરે! ખરૂં પૂછો તો "ત્રણે વેદના રચનારાઓ ભાંડ, ધૂતારા, અનાર્ય જેવા, તથા બુદ્ધિ ને પુરૂષાર્થ વિનાના છે." આવું આવું કહી જેમણે શાસ્ત્રકારોની, શાસ્ત્રોની અને સર્વ પૂજ્યોની અનેક નિન્દા કરેલી છે તેમની પ્રતિ આક્ષેપ છે.

કહેછે કે–વળી માબાપ એ પણ શું છે? અમારાં માબાપ અમારે શામાટે પૂજ્ય માનવાં જોઇએ? તેમણે કામે દુઃખી બની, કામતૃપ્તિ માટે મૈથુન્ય કર્યું ને તેથી ચાર મહાભૂતોના સ્વભાવ પ્રમાણે ચૈતન્ય ઉપજી અમે પેદા થયા. આમાં તેમની પૂજ્યતા શેની? અમારે ને તેમને કાંઇ લાગતું વળગતું નથી. મા એટલે શું? કાંઇ નહિ. તે કાંઇ પૂજ્ય નથી તે પણ એક સ્ત્રીછે, અને[1] "ગમે તેની સંગે આલિંગન ચુંબન કે સંગમ કરીએ ને તેનું સુખ મેળવીયે એ પુરુષાર્થ છે." અરર! પ્રભુ!! કામી કુબુદ્ધિ નાસ્તિકજનો આવા વિચારે ભમી પૂજ્યને, શાસ્ત્રને કે ધર્મને કોઇને ન માની સ્વચ્છંદે ગમે તેવાં (કહેતાં પણ શરમ થાય તેવાં) કાળાં કર્મો કરેછે. અરેરે! આવાં કાળાં કર્મ ભરેલાં ધર્મમાં શું શાન્તિ મળવાની હતી? આવા ધર્મમાં જતાં તો દુઃખ દુઃખ ને દુઃખજછે, એ આ શ્લોકનો ભાવછે. અને તદુપરાન્ત કવિનો હૃદયગત ભાવ હોય કે ન હોય તોપણ મ્હારાથી કહેવાઇજ જાયછે કે આવા નાસ્તિક મતને ફિટકાર હોજો.

આમાં પણ નાસ્તિકપ્રતિ અસૂયાનો વ્ય. ભાવછે. નાસ્તિકો તેનું આલંબનછે. તેમના કુતર્કો ઉદ્દીપનછે. આથી અસૂયાનો ભાવ પરિપોષિત બનેછે. વળી તેમના કુતર્કો સાંભળતાં ગ્લાનિનો ભાવપણ ઉદય થાયછે જે ચોથાપદમાં સ્પષ્ટછે. આમ અસૂયા ને ગ્લાનિથી સ્થાયિ પોષાય છે. શાર્દૂલવિક્રીડિતછંદ છે. ૭૨

---

**देहाद्यात्ममतानुसारि भवतां यद्यस्ति मुग्धं मतं**
**वेदव्यासविनिन्दितं कथमहो पित्राद्यपत्ये तदा ।**
**दाहादिः क्रियते विशुद्धफलको युष्माभिरुद्वेजितैः**
**शोकेनार्थपरायणै रपसदैर्दृष्टार्थमात्रार्थिभिः ॥११॥**

---

1 જુવો ચાર્વાકમતમાટે સર્વદર્શન સંગ્રહ.

**વેદવ્યાસથી નિંદ્યમૂઢમત જે "દેહાદિ તે આત્મ છે"**
**તેનો તું અનુગામી તો કયમ અરે? પ્રત્યક્ષ જોતે છતે;**
**શોકેપીડિત થૈ પિતા તનુજના આત્મા મુકી ન્હે વિષે**
**બાળી ભસ્મ કરે અરે! તુજસમો કો સ્વાર્થી ને દુષ્ટછે! ૧૧**

અનુગામી- પછવાડે ચાલનારો (મતમાં મળનારો) તનુજ-પુત્ર ન્હેવિષે-ચિતામાં.

ચાર્વાકમતવાદીઓ કે જે ચૈતન્યવાળા દેહનેજ આત્મા માનેછે ને કહે છે કે [2]**तत् चैतन्य विशिष्ट देहएवात्मा देहातिरिक्त आत्मनिप्रमाणा भावात् प्रत्यक्षैकप्रमाणवादितया अनुमानादेरनङ्गीकारेण प्रामाण्याभावात्**) "પ્રત્યક્ષપ્રમાણ એજ પ્રમાણછે. અનુમાન પ્રમાણનો અંગીકાર ન હોવાથીસિદ્ધ થાયછે કે ચૈતન્ય વિશિષ્ટ દેહ એજ આત્માછે. દેહથી જૂદો આત્મા હોવાનું કાંઇ પ્રમાણ નથી." આમ જે મતવાળા માનેછે અને જેના અસ્તિત્વમાટે ભગવાન શંકરાચાર્ય પણ શારીરકભાષ્યમાં સૂચન કરેછે કે (**देहमात्रं चैतन्यविशिष्टमात्मेति प्राकृता जना लोकायतिकाश्च**) "ચૈતન્યવાળો દેહજ આત્માછે એવું સાધારણ જનો ને નાસ્તિકો માને છે." તેવા જનોનો (નાસ્તિકોનો) મત આ શ્લોકમાં ખંડેલો છે.

ભગવાન્ વેદ અને ભગવાન્ વ્યાસે જે મુઢમત (ચાર્વાકમત) નિંદેલ છે તે મૂઢ મતનોજ તું માનનારો હોય તે એમજ માનતો હોય કે "દેહ એજ આત્માછે. દેહથી ભિન્ન આત્મા એવું કાંઇજ નથી" તો હે ભલામાણસ! ત્હારા પિતા અને પુત્રોનાં શરીરો (અરે ત્હારા મતપ્રમાણે બોલતાં તેમના આત્મા) ચિતામાં મૂકી તું શા માટે શોકે પીડાયછે? (ત્હારા પ્રત્યક્ષપ્રમાણની માન્યતા પ્રમાણે તેમના આત્મા તો ત્હારી દૃષ્ટિસમીપજછે છતાં તું તેમને મરી ગયા માની) શામાટે બાળી ભસ્મ કરેછે? અરે પિતા અને પુત્રોના આત્માને બાળનાર! ત્હારા જેવો સ્વાર્થી અને દુષ્ટ અન્ય કોણ હશે.?

"દેહાદિ" શબ્દશ્લોકમાં વાપરેલ તે ઉપરથી એમપણ સૂચનાથાયકે દેહસિવાયની અન્ય ઇંદ્રિયો કે પ્રાણ વિગેરે પણ આત્માનથી. જુઓ

---

૨ જુઓ સર્વદર્શન સંગ્રહ પૃષ્ટ ૩ જું

આતેમાટે ભગવાન્ વ્યાસ અનેભગવાન્ શંકરાચાર્યના મતનું શારીરક ભાષ્યનું અવતરણ બ્રહ્મસૂત્ર ૧-૨-૮ [ સૂત્રઃ—**भूमा सम्प्रसादादध्यु-पदेशात्** ॥ તે નીચેનું ભાષ્યઃ- ++ “ **यो वै भूमा तदमृतं** ”++ “ **प्राणो वा अमृतं** ” ++ “ **प्राणो हपिता प्राणो माता प्राणो भ्राता प्राण आचार्यः प्राणो ब्राह्मणः** ” **तस्मात्प्राणो भूमेत्येवं प्राप्तम् । तत इदमुच्यते । परमात्मैवेहभूमा भवितुमर्हति, न प्राणः । कस्मात् । बृहदारण्यके च स्वप्नजागरितस्थानाभ्यां सहपाठात् । तस्याञ्च सम्प्रसादावस्थायां प्राणो जागर्तीति प्राणोऽत्र सम्प्रसादोऽभिप्रेयते प्राणादूर्ध्वं भूम्नउपदिश्यमानत्वादित्यर्थः । प्राण एव चेद् भूमास्यात् स एव तस्मादूर्ध्वमुपदिश्येतेत्यश्लिष्टमेतत् स्यात् । नहि नामैव नाम्नो भूय इति नाम्न ऊर्ध्वमुपदिष्टम् । किं तर्हि ॥** ++ **प्राणादूर्ध्वमुपदिश्यमानो भूमा प्राणादर्थान्तर भूतो भवितुमर्हति ॥** ++ **तस्मादस्ति प्राणादधिभूम्न उपदेश इत्यतः प्राणादन्यः परमात्मा भूमा भवितुमर्हति ॥** સૂત્રાર્થ—સમ્પ્રસાદની પહેલાં ભૂમાના ઉપદેશથી.

ભાષ્યાર્થ—“નક્કી જે ભૂમા તે અમૃત છે.” ++ ‘અથવા પ્રાણ અમૃત છે.” ++ “પ્રાણપિતા, પ્રાણમાતા, પ્રાણભ્રાતા, પ્રાણઆચાર્ય ને પ્રાણજ બ્રાહ્મણ છે” તે (ઉપનિષદનાં વાક્યો) થી પ્રાણ ભૂમા છે એમ જણાય છે તેથી આ પ્રમાણે અમે ( શંકર ભગવાન્ )કહીએ છીએ.

પરમાત્માજ અહીં ભૂમા થવા યોગ્ય છે, પ્રાણ નહિ. કારણ બૃહદારણ્યકમાં સ્વપ્ન જાગરિત સ્થાનનો સાથે પાઠ છે, તેમાં સંપ્રસાદ (સુષુપ્તિ) અવસ્થામાં પ્રાણ જાગે છે એપ્રમાણે છે. પણ પ્રાણની પહેલાં ભૂમાનો ઉપદેશ કરવાથી પ્રાણ સુષુપ્ત હોય એવો અભિપ્રાય છે. પ્રાણજ જો ભૂમા હોત તોજ તેથી પહેલાં ઉપદેશાત ને એમ અશ્લિષ્ટ થાત નહિ (અનુચિત થાત નહિ.) નામ નામની પહેલાં. નામની પહેલાં તેજ નામ હોય તે ન ઉપદેશાય. ત્યારે (ફલિતાર્થ) શું? ÷ ÷ પ્રાણની પહેલાં ઉપદેશાતું ભૂમા, પ્રાણથી જૂદા અર્થનું થવાને

ઉચિત છે. ÷ ÷ પ્રાણથી ભૂમાનો પહેલાં ઉપદેશ છે. આથી પ્રાણથી ભિન્ન પરમાત્મા તેજ ભૂમા હોવા યોગ્ય છે. ] એટલે કે પ્રાણઆત્મા ભિન્ન છે.

વેદ અને વ્યાસથી વિરોધી મતવાળાને ' મૂઢ ' કથવામાં પ્રતિપક્ષીપ્રતિ અસૂયાનો ભાવ સ્પષ્ટ છે. પોતે નિઃસંદેહ છતાં પરપક્ષને બાધ કરવાં પૂછેલો પ્રશ્ન સ્વહૃદયસ્થિત ઔત્સુક્ય સૂચવે છે. પરપક્ષખંડન થતાં વ્યાપતો હર્ષ પ્રશ્નના વિરામ પાસે ચળકે છે. આ ઔત્સુક્ય અને હર્ષ અસુયાનો ભાવ પોષાઈ પ્રતિપક્ષીને સ્વાર્થીને દુષ્ટ કથવારૂપ વાગ્બાણે ભેદી ફલિત થાય છે, ને આમ પરપક્ષનું ખંડન થતાં સ્વપક્ષના મંડનરૂપ ક્રિયાએ સ્થાયિશમ શોષાય છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૭૩

---

विपश्चिद्देहादौ क्वचिदपि ममत्वं न कुरुते
परब्रह्मध्याता गगननगराकारसदृशे[1] ।
निरस्ताहंकारः श्रुतिजनितविश्वाससमुषितो
निरातङ्कोऽव्यग्रः प्रकृतिमधुरालापचतुरः॥ १२॥

**પરબ્રહ્મ ધ્યાની, ઉપનિષદ્જ્ઞાને દૃઢમતિ**
**અનાસક્તિ ધારી, મધુર વચની, નિર્ભયમતિ;**
**અહંકાર ત્યાગી, નભનગર દેહાદિકપરે**
**વિવેકી, વિજ્ઞાની કદિ ન મમતાની મતિ કરે. ૧૨**

અનાસક્તિ—સંસારમાં અપ્રીતિ. નભનગર–મિથ્યાકલ્પિતવસ્તુ, ગંધર્વનગર.[2]
વિજ્ઞાની—અનુભવી મમતા—મારાપણું.

આ અને હવેપછીના શ્લોકમાં સજ્જનોની સ્તુતિ છે. કહે છે કેઃ- સારાસાર વિચારવાન, જ્ઞાનસંપન્ન, પરબ્રહ્મના ધ્યાનમાં પ્રીતિવાન, વેદાંતના અદ્વૈતજ્ઞાનમાં દૃઢમતિવાન, સંસારમાં અપ્રીતિમાનને વિજ્ઞાન (બ્રહ્માનુભવ)

---

१ आकारसदृशे આ સ્થળે પુનરુક્તિ જેવું સહજ જણાય છે.

૨ આને Fata Morgona ના નામથી ઓળખવામાં આવેછે. તે આકાશ-વિયતમાં કલ્પિત શહેર છે. ઘણુ કરીને કુદરતી દેખાવ, જેવા કે મૃગ તૃષ્ણિકા-મૃગજલના પરિણામ જેવાછે. આવિશ્વના કાંઇક અસારપણાના દૃષ્ટાન્ત તરિકે વેદાન્તિક ફીલોસોફરો, ઘણું કરીને તેને કહેવતના રૂપમાં વાપરે છે.

વાન મનુષ્ય સંસારના ભયથી નિર્ભળ બની અહંકાર–"એ મ્હારૂં શરીરછે, આ મ્હારી સ્ત્રીછે, ને આ મ્હારું દ્રવ્યછે; આવું મિથ્થા અભિમાન" ત્યજેછે. કારણ તે સમજેછે કે આ દેહાદિ સર્વ વસ્તુઓ ગંધર્વનગર જેવાં મિથ્થા કલ્પિત છે અને તેથી તે તેમાં મમતા (મારાપણા)ની મતિ કરતો નથી.

આમાં આત્મજ્ઞાનીનું દેહાદિક ઉપરનું મિથ્થા જાણવાનું જ્ઞાન આલંબન છે. મૃદુવાણી ઉપર રતિ, ઉપનિષદોના જ્ઞાનમાં મતિ અને સાંસારિક વિષયોઉપર વિરતિ ઉદ્દીપનો છે. આમ શમ પોષાયછે. વળી સજ્જન ઉપરનો રતિભાવ કે જે સજ્જનઆલંબને અને ઉક્તગુણરૂપ ઉદ્દીપને પોષિત થયેલાં તેપણ શમને સહકારી બને છે; તે શાંન્ત રસરૂપે પરિણમે છે. શિખરણી છંદ છે. ૭૪.

---

**नित्यानित्यपदार्थतत्त्वविषये नित्यं विचारः सतां**
**संसर्गे मितभाषिता हितमिताहारो ऽनहंकारिता ।**
**कारुण्यं कृपणे जने[1] सुखिजने प्रीतिः सदा यस्य स**
**प्रायेणैव तपः करोति सुकृती चेतोमुकुन्दप्रियः ॥१३॥**

**સત્સંગે રતિ ને દયા દુખિપરે, અંશે અભિમાન ના,**
**નિત્યે નિત્યઅનિત્ય વસ્તુપર જે ચાહે ચિતે ચિંત્યતા;**
**માધુરી ભરી ને પરિમિતગિરા, આહારમાં મિતતા,**
**છે તે ધન્ય સદાતપસ્વીસુકૃતિ પ્રીતિ મુકુંન્દે સદા. ૧૩**

અંશે—જરાપણ. નિત્યઅનિત્યવસ્તુ—બ્રહ્મ એ નિત્યવસ્તુ, જગત્એ અનિત્ય વસ્તુ.
ચિંત્યતા—વિચારવાપણું. પરિમિત—જોઇએ તે પ્રમાણે.
સત્સંગે—સજ્જનોના સંગમાં અથવા સત્વસ્તુ(બ્રહ્મ)ના સંગમાં.

---

૧ જુઓ આવાજ વિચારોને મળતા શ્લોકો. **तृष्णां छिन्धि भजक्षमां जहिमदं पापे रतिं मा कृथाः** એ તથા **वाञ्छासज्जनसंगमे परगुणे प्रीतिर्गुरौ नम्रता** એ નીતિશતકના ૭૭ તથા ૬૨ મા શ્લોકો.

જે પુરૂષની સત્સંગમાં પ્રીતિ હોય, દુઃખી ઉપર દયા હોય, જરાપણ અભિમાન ન હોય, નિરંતર (**ब्रह्मसत्यं जगन्मिथ्या** બ્રહ્મ સત્ય [નિત્ય] છે ને જગત્ મિથ્યા [નાશવંત] છે એવો ) નિત્ય અનિત્ય વસ્તુનો વિચાર કરવાની વૃત્તિ હોય; વાણીમાં મીઠાશ ને યથાયોગતા હોય, આહારમાં નિયમિતપણું હોય ને મુકુન્દ ઉપર પ્રીતિ હોય;તે સદા તપસ્વી સદ્ભાગી જનને ધન્ય છે. કારણ તે ગૃહસ્થાશ્રમી છતાં મહાત્મા જેવોજ છે અર્થાત્ કેવલ ઘરત્યાગ કરી ગુફામાં વસવાથી કે ભગવાં કરવાથીજ તપ કરાય છે એમ નથી; શ્લોકમાં વર્ણેલી રીતિનું આચરણધરી ચાલતાં ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાંપણ તપશ્ચર્યા તુલ્ય ફળ થાયછે એ ભાવ છે.

સંસાર જાળમાં લુબ્ધ ન થવારૂપ અત્રે શમનો સ્થાયિભાવ છે, તેને સજ્જન પ્રતિ રતિનો ભાવ પોષેછે. રતિના વ્ય. ભાવનું આલંબન "તપસ્વી સુકૃતિ" છે, તેની "દયા," "નિરભિમાનિતા," "મિતાહારીતા," વિવેકપરાયણતા ઇ. સત્કૃતિઓ ઉદ્દીપન છે. તેથી પોષતો રતિભાવ, ધન્ય કહેવારૂપ આનંદે છલકાતા શબ્દે પ્રતીત થાય છે. આમ સ્થાયિભાવ પોષાઈ શાન્ત રસરૂપે નિષ્પત્તિ થાયછે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૭૫.

---

**संसारे ऽपि परोपकारकरणख्यातव्रता मानवा**
**ये संपत्तिगृहा विचारचतुरा विश्वेश्वराराधकाः ।**
**तेऽप्येनं भवसागरं जनिमृतिग्राहाकुलं दुस्तरं**
**गंभीरं सुतरां तरन्ति विविधव्याध्याधिवीचीमयं ॥१४॥**

**સંસારે વસી જે વિવેકી સુજનો વિશ્વેશને વંદતા,**
**પ્રખ્યાતવ્રતથી પરાર્થ કરતા જો કે ગૃહસ્થી હતા;**
**તે સર્વય અગાધઆધિ વિવિધવ્યાધિ તરંગે ભર્યા,**
**મૃત્યુજન્મ કરાળગ્રાહ ભરિયા સ્હેજે ભવાબ્ધિ તર્યા. ૧૪**

વિશ્વેશ—પ્રભુ. વ્રત—નિયમ પરાર્થ—પરોપકાર. વ્યાધિ તરંગ—પીડારૂપીમોજાં મૃત્યુજન્મકરાળગ્રાહ—જન્મ અને મૃત્યુરૂપી વિકાળ મગરો. સ્હેજે—સહેલાઇથી.

જે વિચારવંત જ્ઞાનીઓ ગૃહસ્થી (સંસારીહતા;છતાં વિશ્વેશનું ભજન

કરતા, અને પ્રખ્યાત (પ્રશંસા યોગ્ય) દૃઢતાથી પરોપકાર કરતા; તે સર્વે સંસારમાં રહેલા જનોપણ ભવસાગર કે જે અનંત ઉંડાઇવાળો, આધિ ને વિવિધ વ્યાધિતરંગે ભરેલો, ને જન્મમૃત્યુરૂપી વિકાળમગરોથીજ ભરેલો છે, તેને સહેલાઇથી તરી ગયા છે કેવળ પુત્રદારા અને ગૃહાદિક ત્યજવાથી મોક્ષ મળેછે એમનથી. ગૃહસ્થી છતાંપણ સદાચરણે ચાલી વિશ્વેશ્વરનું આરાધન કર્યું હોય તો ભવબંધનથી મુક્ત થવાય છે એ ફલિતાર્થ છે.

અત્રે સંસારની નિષ્કામીતારૂપ શમ સ્થાયિભાવ છે. સદાચારી ગૃહસ્થપતિની રતિ અને તેનું અનુકરણ કરવાની વૃત્તિ આલંબન છે. બીજાપણ 'ભવાબ્ધિના' અસહ્ય વ્યાધિતરંગો અને "મૃત્યુ જન્મરૂપ ગ્રાહો" ઈ. વિસંવાદી બાબતોએ આલસ્યનો સહજભાવ છવાયો નથી. ત્યાં તો તેને હઠાવી વિશ્વેશ શરણતા, પરાર્થતા ઈ. સંવાદી સત્ક્રીડાઓ સાર્થક બનતાં ઔત્સુક્યનો ભાવ સ્ફૂરે છે. તે સ્થાયિને પોષી શાન્તરસરુપ પરિણામ આણે છે. ઉત્તરાર્ધમાં એકદેશી સાંગરૂપકાલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૭૬

---

धन्या एते पुमांसो यदयमहमिति त्यक्तचेतोविकल्पा
निश्शंकं संचरन्तो विदधति मलिनं कर्म काममयुक्ताः ।
जानन्तो ऽप्यर्थहीनं जगदिदमखिलं भ्रान्तवद्द्वैतजालं
रागद्वेषादिपन्तो वयमयमिति हा न त्यजन्ते ऽभिमानं ॥१५॥

'હું' ને 'આ' એ ભ્રમો જે મનથકી ત્યજીને નિર્ભયે સંચરન્તા,
તે સતો ધન્યભાગી, કમનશીબજ, જે મ્હારૂં ત્હારૂં કરન્તા;
મિથ્યા નિસ્સાર માયા સમજી પણ અહો ! રાગ દ્વેષે રમન્તા,
મેલાં કર્મે કરતાં મુરખ મણિસમા હુંપણું ન ત્યજન્તા, ૧૫

ભ્રમ—અજ્ઞાનથી થતી ભ્રાન્તિ. રાગદ્વેષ—પ્રીતિ અપ્રીતિ.

ભગવાન્ શંકરાચાર્યાદિ તે મહાત્માઓ કે જેઓ "હું ફલાણો છું ને આ ફલાણો છે" એવા ભ્રમો (ભેદ ભાવો) મનમાંથી કાઢી નાંખી નિર્ભય થઈ સર્વસ્થળે સંચરે છે; તેઓ ધન્યભાગી છે. [કેમકે બંધનું મૂળ દ્વૈત કલ્પના (ભેદભાવ) જતાં તેઓ બંધમુક્ત થએલા છે.] પણ ઘણા અવિવેકી જનો તો 'આ મ્હારૂં છે ને આ ત્હારું છે' એવી દ્વૈતજાલમાં ભ્રમણ કર્યાજ કરે છે.

જો કે માયા અને તેના પંચભૂતાદિથી થએલું જગત્ મિથ્યા છે. વળી સારરહિત છે એમ (બોલવામાત્ર) સમજે છે તોપણ મૂર્ખના શિરોમણિપેઠે વારંવાર રાગદ્વેષમાં પડી કામવાસનાનાં મલિનપાપકર્મો કરે છે. ને હુંપણું (અહંકાર) ત્યજતા નથી. એવા તેઓ અરેરે હીણનશીબ છે.

મહાત્માઓને નિર્ભય થવાનું કારણ એ છે કે તેઓએ દ્વૈતભાવ ત્યજેલો છે. દ્વૈતભાવ હોય ત્યાં સુધીજ ભય છે. (શ્રુતિપણ છે કે **द्वितियाद्वैभयं भवति** દ્વૈતથીજ ભય થાય છે) દ્વૈત ગયું. કે ભયપણ ગયો.

આમાં રતિ અને વિષાદના વ્ય. ભાવોનું મિશ્રણ છે. રતિનું આલંબન 'સંતો' છે. તેમની નિરહંકારિતા ને અદ્વૈત પરાયણતા ઉદ્દીપનો છે. આથી રતિપોષાઇ ને સંતોને 'ધન્યભાગી' કથવાથી સ્પષ્ટ ખૂલેછે. વળી દૈન્યનું આલંબન તેઓછે, 'રાગદ્વેષે' રમવાપણું, 'અહંકારીપણું' ને સમજવાછતાં મેલાં કર્મો કરવાપણું ઉદ્દીપનછે. આમ પોષાતો વિષાદ 'અહો' શબ્દે સ્પષ્ટછે. આમ પોષાતો શમ શાન્તરૂપે ફલીત થાયછે. અગંરાવૃત્તછે. ૭૧.



**न चेत्ते सामर्थ्यं भवनमरणातङ्कहरणे**
**मनोऽनिर्दिष्टेऽस्मिन्नयगतगुणे[1] ज्ञातुमकले ।**
**तदा मेघश्यामं कमलदलदीर्घाक्षममलं**
**भजस्व श्रीरंगं शरदमृतधामाधिकमुखम्  ॥१६॥**

**અશક્તિ જો ત્હારે ભવદુઃખ હરા, નિર્ગુણ સદા,**
**અનંતા, ગોતીતા, મનપર પરબ્રહ્મ કળવા;**
**ભજો તો ગોવિંદા, કમલદલશા દીર્ઘનયના,**
**સુધાધામા, સ્વચ્છા, શરદશશિથી શુભ્રવદના. ૧૬**

જો નિર્ગુણ પરબ્રહ્મ પ્રથમમાં સમજી ન શકાય તો સગુણ શ્રી કૃષ્ણની ઉપાસના કરવાનું આ શ્લોકમાં કહેલુંછે. પૂર્વાર્ધમાં લગાડેલાં વિશેષણો પરબ્રહ્મને માટેછે ને ઉત્તરાર્ધનાં વિશેષણો ગોવિંદને માટેછે કહેછે કે;

જો ત્હારામાં સંસારનાં જન્મમરણનાં દુઃખહરનાર, ત્રણેગુણરહિત,

---

1 મૂળમાં अवगतगुणे પાઠછે.

અંતરહિત સતસ્વરૂપી ને ઈંદ્રિયો તથા મનથી અકલિત પરબ્રહ્મ કળવાની શકિત ન હોય, તો સગુણ પ્રભુ શ્રીગોવિંદ, કે જેમનાં કમલપત્ર સરખાં લાંબાં લોચન અને સુધાનિધિ સ્વચ્છ શરદ ચંદ્રથી પણ સુંદર વદન છે તેમનું ભજન કર! તાત્પર્ય કે નિર્ગુણ બ્રહ્મનું ચિંતન કરવા સામર્થ્ય ન હોય તો સગુણબ્રહ્મ શ્રીકૃષ્ણનો આશ્રય લે.

અહીં પરબ્રહ્મના સ્વરૂપ કથનરુપ આલંબન છે. શાસ્ત્રોકિત પ્રમાણે અર્થ નિશ્ચય કરી પર અને અપર બ્રહ્મ સ્વરૂપો વર્ણ્યાં હોવાથી મતિ નામનો વ્ય. ભાવછે. ઇશ્વરવિષયે રતિનો ભાવપણ શ્લોકમાં સર્વત્ર વ્યાપી રહેલો છે. નિર્ગુણબ્રહ્મનાં ' અનાદિ, ' ' અનંત ' ને ' ઇંદ્રિયાતીતા દિનાં વર્ણનો તથા સગુણ વિષ્ણુનાં ' કમલદલ લોચન' ને 'શરદશશિસમવદન' નાંવર્ણનો રતિને પોષનાર ઉદ્દીપન વિભાવો છે. આમ મતિ ને રતિથી પોપાતો શમ' શાન્તરસરૂપે જામે છે. વળી ત્રીજા ચરણમાં ઉપમાલંકારને ચોથાચરણમાં વ્યતિરેકાલંકારછે. ભારતી વૃત્તિને માધુર્યનો ગુણછે. શીખરણી છંદછે. ૧૫૮



भ्रातः शान्तं प्रशान्ते क्वचिदपि निपतन्मित्र रे भूधराग्रे
ग्रीष्मे ध्यानाय विष्णोः स्पृहयसि सुतरां निर्विशंकं गुहायाम् ।
अन्विष्यंस्तादृगत्र क्षितिवलयतले स्थानमुन्मूल यैतं
संसारानर्थवृक्षं मथिततममहामोहमूलं विशालम् ॥१७॥

**ઉન્હાળે અગ્નિઝાળે ઉજડ ભયભરી કોઇ ગિરિ ગુફાએ,**
**વિષ્ણુ ધ્યાનાર્થ જાવું ચિત્ત ચહશું સખા? શાન્ત -હે શાન્ત -હે રે!**
**માયા મૂળે વધેલું દુરિતભવતરૂ જે ફુલ્યું છે અપારા,**
**એકાન્તે શાન્તચિત્તે અહીં મહીતલમાં બેસીને છેદ પ્યારા. ૧૭**

દુરિત—પાપરૂપ. ધ્યાનાર્થ—ધ્યાનમાટે

રે મિત્ર શું તું ત્હારા ચિત્તમાં એમ ચાહેછે કે મ્હારે વિષ્ણુનું ધ્યાન ધરવામાટે ઉન્હાળાજેવી અગ્નિઝાળઝરતી ઋતુમાં ગિરિની ગુફામાં જવું? અને ત્યાંજ વસવું? જો એવું ચાહતો હોય તો શાન્ત -હે શાન્ત -હે. તેમ કરવાથી કાંઇ ફળ નથી. અહીંઆંજ— આ ભૂતલમાંજ —એકાન્ત સ્થલમાં શાન્ત ચિત્ત કરી માયા (મોહ કે અજ્ઞાન) મૂળે વૃદ્ધિ

પામેલું ને અપારફુલેલું. મહાઅનર્થકારી સંસારરૂપી વૃક્ષછે તેનો સમૂળો નાશ કર; એટલે ત્હારી મુક્તિ થશે. તાત્પર્યકે પાસેનું સુલભફળવાળું સ્થાન ત્યજી દૂરના અગમ્યફળવાળા સ્થાનમાં ન જા.

'વિષ્ણુ ધ્યાનાર્થે' જવામાં ઇશ્વર વિષયે રતિનો વ્ય. ભાવ સ્પષ્ટ છે. 'ગિરિની ભયભરી ગુફાઓ' 'ઉષ્ણકાળ' ઈ. વિકટસાધનો ગ્રહવામાં ઔત્સુક્ય સ્ફૂરેછે. આઔત્સુક્યભાવને વિરોધી થતો ઊત્તરાર્ધમાં વ્યાપેલો બોધ, પ્રતિભાવ સૂચવી, ત્રાસે ઔત્સુક્યનું નિવારણ કરી વિરમે છે. આમ રતિ ને મતિથી શમ પોષાય છે. વળી મૂળરૂપ માયા, તરૂરૂપ ભવ ને દેહગેહાદિ શાખાઓ શમને પોષનારાં ઉદ્દીપનછે; ને એ સામગ્રીથી શાન્તરસ જામેછે. ત્રીજા પદમાં રૂપકાલંકાર છે. અગ્ધરાવૃત્ત છે. ૧૭.

---

विश्वेश्वरो भवति [1]विश्वजनीनजन्मा
विश्वंभरे भगवति प्रथितप्रभावे ।
यो दत्तचित्त विषयः सुकृती कृतार्थो
यत्र क्वचित्प्रतिदिनं निवसन् गृहादौ ॥ १८ ॥

જ્યાં ત્યાં વસી ચિત અખંડ સ્મરે પ્રીતિથી,
વિશ્વંભરો, પરમ વૈભવી, ને પ્રભાવી;
વિશ્વાધિનાથ, વળિ વિશ્વતણા હિતાર્થી,
શ્રીશંભુને, અહહ ! તે ધન્ય સુકૃતાર્થી. ૧૮

વિશ્વંભરા—વિશ્વને ભરનારપ્રભુ. વિશ્વાધિનાથ—વિશ્વનાધણી. હિતાર્થી—હિતકરવું એજ જેનું દ્રવ્ય છે તે.

જ્યાં અને ત્યાં ઘરમાં અને ઘરની બહાર, કુંજમાં કે પર્વતના શીખરમાં, ગુફામાં કે ગંગાતટમાં, બ્રહ્મચર્યાશ્રમમાં, કે ગૃહસ્થાશ્રમમાં, સર્વ સ્થળમાં ને સર્વસ્થિતિમાં પણ જે જનનું ચિત્ત વિશ્વને સર્વમયપણાથી ભરનાર, પરમવૈભવ ને પરમ સામર્થ્યવાળા, સર્વઐશ્વર્ય સંપન્ન, વિશ્વના હિતાર્થી વિશ્વાધિનાથ ભગવાન્ શંભુછે તેમનાં ચરણો નિરંતર સ્મરે તે સુકૃતાર્થીને અતિશય ધન્યછે, અર્થાત્ જે જે શંભુના ધ્યાનમાં સદામસ્તરહ્યા તેણેજ

૧ સરખાવો आत्मजनीनं વૈ. શ. ૭૭

જન્મ સફળ કર્યો એ ભાવછે.

અત્રે શમને પોષનાર રતિનો વ્ય. ભાવ સંપૂર્ણ ખીલેલો છે. 'પ્રભુપદો' તેનું આલંબન કરેછે, પ્રભુનો પ્રભાવ, હિતાર્થી સ્વભાવ ઈ. ઉદ્દીપનો છે. વળી રતિને પોષવા આવેલ પ્રથમપદમાં 'પ્રભુપદ્દતલ્લીનતાથી' સ્ફૂરતો ઔત્સુકયનો અને 'અહહ' શબ્દે પ્રકટતો હર્ષનો ભાવછે. આમ આલંબન, ઉદ્દીપન અને સહકારીભાવે પોષાતા રતિથી શાંન્તરસ ભભકી નીકળેછે. વસંતતિલકા છંદ છે૮૦

ध्यानव्यग्रं भवतु हृदयं तिष्टतो यत्र तत्र
श्रीमद्विष्णो स्त्रिभूवनपतेर्नित्यमानन्दमूर्तेः ।
लक्ष्मीचेतःकुमुदविपुलानन्दपीयूषधाम्नो
मेघच्छायामतिमटतनोः क्लेशसिंधुं तितीर्षोः ॥१९॥

પીડાસિંધુ ચહ તરવું તો ચિત્ત ચોટે જ્યહાં ત્યાં,
શ્રીવિષ્ણુની જલદરૂચિરા મોદમૂર્તિ સ્મરન્તાં;
લાલા ! લ્હેમાં લસબસ લસો લક્ષ્મીના ચિત્તકુંજે,
આનન્દેન્દુ બની વરસતા સ્નિગ્ધ પીયૂષ પુંજે.૧૯

જલદરૂચિરા-ઘનશ્યામ મોદમૂર્તિ—આનંદદાયીપ્રતિમા અથવા આનન્દની જ મૂર્તિ. લસબસ—તલ્લીન. પીયુષ—અમૃત.

( यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ) " જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિ કરવી." આ ચરણને પ્રસ્તુત શ્લોકમાં બહુજ સુંદરતાથી વર્ણેલ છે.

હે લાલા ! ( હે રસિક સ્નેહી ) જો આ પીડાનો સાગર તમે તરવાને ચાહતા હો તો તમારૂં ચિત્ત જ્યાં જ્યાં ચોંટે ત્યાં ત્યાં સર્વત્ર શ્રીવિષ્ણુની આનંદમય ઘનશ્યામ મૂર્તિ સ્મરતાં સ્મરતાં તેમનીજ લગનીમાં તલ્લીન બનો. તે પ્રભુજી લક્ષ્મીજીના ચિત્તરુપી કુમુદમાં આનંદ ચંદ્ર બની અમૃતનાં ઢગલા વરસતા સુણ્યા છે. એટલે કે તમારી ભક્તિથી તે તમારા ઉપર પણ સુધા છાંટી તમને અમરત્વનો લાભ આપશે જ્યાં જ્યાં ચિત્ત જાય ત્યાં ત્યાં વિષ્ણુના ધ્યાનપરાયણ થવું

સંસારને અબ્ધિ કથવામાં દુઃખમયતા ને નિસ્સારતા ખૂલે છે તે

અત્રે આલંબન છે. વળી ઇશ્વર વિષયે રતિનો વ્ય ભાવ પણ સહકારી છે. રતિનું આલંબન વિષ્ણુ છે ને ઉદ્દીપન 'મૂર્તિની' મેઘસમી સુંદરતા, શશિસમી શીતળતા, મોદમયતા ને અમૃતના પુંજસમી મધુરતા છે. આમ આલંબન ઉદ્દીપને ખીલતો રતિ, સંસારની વિરક્તતા રૂપ શમને પોષવામાં સહાય ભૂત બની શાન્તરસની નિષ્પત્તિ કરે છે. કાવ્યમાં માધુર્યનો ગુણ, ભારતી વૃત્તિ, વૈદર્ભીરીતિ, વૃત્યનુપ્રાસ ને ઉપમા તથા રૂપકાલંકારો પણ છે. મન્દાક્રાન્તાવૃત્ત છે. ૮૧.

---

**कामादित्रिकमेव मूलमखिलक्लेशस्य मायोद्भवं**
**मर्त्यानामिति देवमौलिविलसद्भ्राजिष्णुचूडामणिः ।**
**श्रीकृष्णो भगवानवोचदखिलप्राणिप्रियो मत्प्रभु-**
**र्यस्मात्तत्त्रिकमुद्यतेन मनसा हेयं पुमर्थार्थिना ॥ २० ॥**

**સુરોના શિરમાં સદા વિલસતા શીરોમણિ શ્રીપતિ,**
**પ્રાણીના પ્રિયપ્રાણ કૃષ્ણપ્રભુજી બોધે ધરીને રીતિ;**
**"કામ ક્રોધ કુલોભ મૂળ સકલકલેશોનું માયાતણુ,"**
**માટે તે પુરુષાર્થ સાધક જને[1] અભ્યાસથી ત્યાગવું. ૨૦**

સાધક—અભ્યાસ કરનાર.

[2]શ્રીકૃષ્ણ પરમાત્માનું વચન છે કે ( **त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः । काम क्रोध स्तथा लोभ स्तस्मादेतत्त्रयं त्यजेत् ॥** ) "પોતાને હાની કરનારૂં નરકનું દ્વાર ત્રણ પ્રકારનું છે, તે પ્રકારના નામઃ કામ,

---

૧ ભાષાન્તર 'અભ્યાસથી' પદવાપરેલછે, તેને સ્થાને 'ઉદ્યોગથી' પદ હોયતો મૂળ (**उद्यतेन**) ને વધારે મળતું થાય ખરૂં, પણ વેદાન્ત ગ્રંથોમાં મનો નિગ્રહ કરવામાં 'અભ્યાસ' શબ્દઅતિ પ્રચલિતછે, અને તેથી 'અભ્યાસથી' શબ્દવધારે ઠીક લાગ્યોછે, શ્રીકૃષ્ણભગવાન્ પણ 'અભ્યાસ' શબ્દ વાપરી બોધે છે કે ( असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलं । **अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते.** )જુઓ શ્રીમદ્ભગવદ્ગીતા ૬-૩૫

૨ જુઓ શ્રીમદ્ભગવદ્ગીતા ૧૬-૨૧

ક્રોધને લોભ. તેથી અભ્યાસકે તે ત્રણનો ત્યાગ કરવો." આ વચનનો પ્રસ્તુત શ્લોકમાં વિસ્તાર કરેલો છે

સુરોના શિરમાં શોભતા (દેવોનાં મસ્તકોમાં દેદિપ્યમાન પણે વિરાજતા) શિરોમણિ શ્રીપતિ (રમાકાન્ત) શ્રીકૃષ્ણભગવાન્ કે જે મહાપ્રભુ (ષડ્ગુણ ઐશ્વર્ય સંપન્ન ભગવાન[1]) છે, ને જે સકલ પ્રાણીમાત્રના પ્રિયપ્રાણ રૂપછે; તે કૃષ્ણપરમાત્મા પણ લોક હિતાર્થે પ્રીતિ કરીને મર્ત્યલોકોને સમજાવેછે કે; "હમારે સકલકલેશોનું ને માયાનું મૂળ કામ ક્રોધ ને લોભરૂપછે" માટે ધર્માદિ પુરૂષાર્થ સાધવા ઇચ્છતા અભ્યાસકે તો અભ્યાસથી (વારંવાર વિચારથી) તે મૂળનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ.

આમાં રતિ ને મતિના બ્ય ભાવોનું મિશ્રણ છે. રતિભાવનુ આલંબન 'શ્રીપતિ' છે, તેમની 'સુરોના શિરોમણિ' થવારૂપ પૂજ્યતા, 'પ્રાણીના પ્રિયપ્રાણ થવારૂપ' પ્રિયતા અને પ્રભુતા ઉદ્દીપનોછે. મતિભાવનું પોષણકરનાર શાસ્ત્રાનુસારે ઉત્તરાર્ધમાં અર્થનિશ્ચય કરેલોછે તે છે. આમ ભાવમિશ્રણે સ્થાયિ પોષાયછે. પ્રથમપદમાં વૃત્યનુપ્રાસને ઉપમાલંકારની મેલવણી છે. શાર્દૂલવિક્રીડિત છંદછે ૮૨.

---

**कामस्यापि निदानमाहुरपरे मायां महाशासना**
**निश्चित्कां सकलप्रपञ्चरचनाचातुर्यलीलावतीम् ।**
**यत्संगात्कृपणानपि प्रभवति प्रत्यङ्महामोहहा**
**श्रीरंगो भुवनोदयावनलयव्यापारचक्रेऽक्रियः ॥ २१ ॥**

**આત્મજ્ઞાની અનેક એમ કથતા "સૌ મોહનું મૂળ આ,**
**માયા ખેલતી ખેલ તે ખલકની ખાલી બતાવી લીલા;"**
**જેના સંગથી મોહનાશક મહા ઐશ્વર્યવાળા વિભુ,**
**લક્ષ્મીનાથ લચીપચી જગતનાં જન્માદિ યોજે અહો! ૨૧**

વિભુ—સર્વનાસાક્ષી, પ્રત્યગાત્મા. જન્માદિ—ઉપત્પત્તિ, સ્થિતિ ને લય. લક્ષ્મીનાથ—વિષ્ણુ (માયાના પતિ) માયા—અઘટિતઘટના ઘડવામાં સા-

---

1 ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી જ્ઞાન ને વૈરાગ્યની સમગ્રતાનું નામ ભગ. અને તે છએવાનાં જે પાસેહોય તેનું નામ ભગવાન્.

મર્થ્યવાળી ઇશ્વરની અદ્‌ભુતશક્તિ.

અનેક આત્મજ્ઞાનીઓ કહેછે કે; આ સર્વે મોહનું મૂળ માયા છે. એ માયા પોતાની લીલા (અદ્‌ભુતશકિત) થી આ ખલક (વિશ્વ) નો ખાલી ખેલ ખેલી બતાવેછે. વળી તે માયાનું પ્રબલ એવું છે કે સદા જ્ઞાનમયજ હોવાથી અજ્ઞાનનો (મોહનો) નાશ કનારા મહા સામર્થ્યવાળા ચિદાત્મા પણ તેના સંગી (પતિ) બની. તેમાં પ્રતિ બિંબરૂપે પડી તેમાં લોલુપ થઇ લક્ષ્મીનાથ (ઈશ્વર) નામ ધરે છે. અને પછી તે ઇશ્વિર આ જગતની ઉત્પત્તિ સ્થિત્તિ ને લય કરવાની યોજનાઓ કરે છે.

આમાં જીવ અને શિવનું સ્વરૂપ વર્ણ્યું છે. અઘટિત ઘટના ઘડવામાં અદ્‌ભુત સામર્થ્યવાળી શક્તિમાં જ્યારે સત્વ, રજ ને તમ એ ત્રણે ગુણો સમાન હોય ત્યારે તેને પ્રકૃતિ કહે છે. સત્વગુણ વિશેષ પ્રકાશી નીકળતો હોય ને બીજા બે ગુણો દબાઇ ગયા હોય તો તેને માયા કહે છે. ને સત્વગુણ ન પ્રકાશતાં રજસ્ ને તમસ્ ગુણ વધારે ખૂલતા હોય તો તેને અવિદ્યા કહે છે. માયામાં પ્રતિબિંબ પામેલો ચિદાત્મા માયાને સ્વાધીન કરી ઇશ્વિર બને છે. ને અવિદ્યામાં પ્રતિબિંબ પામેલો ચિદાત્મા અવિદ્યાને પરાધીન થતાં જીવ બને છે. જીવ ને ઈશ્વર એ બેમાં ભિન્નતા એછે કે જીવ તમઃ પ્રધાન અવિદ્યાને વશ થએલો હેવાથી અલ્પજ્ઞ, પરાધીન, કર્મનાં ફળ ભોગવનારને ઉત્પત્તિ, સ્થિતિ લયમાં વાસનાનુસાર ભમનાર છે. અને ઇશ્વર તો શુદ્ધ સત્વગુણી માયાને વશ કરનારો હોવાથી સર્વજ્ઞ સર્વને કર્મનાં ફળ આપનાર, સ્વાધીન અને જગતનાં ઉત્પત્તિ સ્થિતિ ને લય કરનાર છે. (ત્રણે ગુણના વિશેષ વિસ્તારમાટે ભ. ગી. અ. ૧૪ મો તથા વેદાન્તના ગ્રંથો જોવા.)

આમા પણ શાસ્ત્રાનુસારે અર્થ નિશ્ચય કરવામાં મતિનો વ્ય. ભાવ છે આત્મજ્ઞાનીનું કથન આલંબન છે. ' માયાની લીલા ' ' ખલકનો ખાલી ખેલ ' ' લક્ષ્મીનાથને પોતાની લીલામાં લચપચ કરવાનું સામર્થ્ય વગેરે ઉદ્દીપનો છે. આથી મતિ પોષાય છે ને શમને પોષે છે. માટે નાશક વિભુને મોહવશ થવામાં વિરોધા ભાસનામે અર્થાલંકાર તેમ વૃત્યનુપ્રાસ ને છેકાનુ પ્રાસાદિ શબ્દાલકારો પણ સ્પષ્ટ છે. શાર્દૂલવિક્રિડિત છંદ છે. ૮૩

---

**यद्दृश्यस्तं सर्वं स्रजि भुजगवद्भाति पुरतो**

**महामायोद्गीर्णं गगनपवनाद्यं तनुभृताम् ।**

**भवेत्तस्या भ्रान्तेर्मुररिपुरधिष्ठानमुदयं**
**'यतो न स्याद्भ्रान्तिर्निरधिकरणा क्वापि जगति ॥२२॥**

**ભ્રમે આરોપેલું, ભૂતમય, અવિદ્યા થકી ભર્યું,**
**સ્રજે સર્પ ભ્રાન્તિસમ 'સકલઆ' ભાસતું દીઠું;**
**ભ્રમોત્પત્તિ માંહી અધિકરણ બ્રહ્મેવ[2] વિલસે,**
**નથી ભ્રાન્તિ થાતી અધિકરણ વિના કંઈ સ્થળે.**

ભ્રમે—અજ્ઞાને, ભૂતમય—પંચમહાભૂતવાળું. સ્રજે—માળામાં અધિકરણ—અધિષ્ઠાન, આધાર.

( **ब्रह्मसत्यं जगन्मिथ्या** ) "બ્રહ્મ સત્ય છે, જગત્ કલ્પિત છે" એ વાક્યનું આમા જાણે સમર્થન હોયએમ લાગે છે, કહે છે કેઃ-

'સકળ આ એટલે ( **इदंसर्व**થી વ્યવહૃત થતું ) આ સર્વ જગત્ ભ્રાન્તિથી આરોપેલું પંચમહા ભૂતોના ઓતપ્રોત થવાથી સ્થૂલતા પામેલું, ને[3] અવિદ્યા ( અજ્ઞાન, અધ્યાસ, પ્રકૃતિ કે પર્યાય તરિકે વપરાતા અનિર્વચનીય ) થીજ ભરેલું છે, પ્રતિપક્ષીને શંકાથાય કે એમ કેમ બને! તો દૃષ્ટાન્તથી સમાજાવે છે કે જેમ અંધકારાદિ દોષને લીધે કોઇજનને વસ્તુતઃ પડેલી માળાને બદલે સર્પ હોવાની ભ્રાન્તિ થાય છે તેમ વસ્તુતઃપરબ્રહ્મના વિલાસમાં ભ્રાંન્તોને જગતના હોવાની ભ્રાંન્તિ થએલી છે. અર્થાત્ સર્પ જેમ મિથ્યા કલ્પના છે તેમ જગત્ પણ છે. વળી આ ઉપરથી સહજ સિદ્ધ થતું બીજું સત્ય સમજાવે છે. કહે છે કે વળી સર્પના ભ્રમકલ્પિત માટે અસત્ય પણ તેની મૂળ વસ્તુ માળા તો ત્યાં હોવીજ જોઇએ. તેમજ જગત્ તો ભ્રમકલ્પિત માટે અસત્ય પણ તે સ્થળમાં મૂળ વસ્તુ ( અધિક-

---

૧ સરખાવો ( **केवलो निरधिष्ठान विभ्रांतेः क्वाप्यसिद्धितः** ) "અધિષ્ઠાન વગરની ભ્રાન્તિનું બધે અસિદ્ધિપણુંજ છે." પંચદશી. ૭-૬.

૨ 'બ્રહ્મૈવ' પાઠને સ્થળે 'શ્રીકૃષ્ણ' પાઠ યોજવાથી મૂળને વધારે મળશે, પણ વેદાન્તમતે સુસંગતિ થવા 'બ્રહ્મૈવ' પાઠ યોજ્યો છે.

૩ જુઓ બ્રહ્મ સૂત્ર ( **तमेवमेवं लक्षणमध्यासंपण्डिता अविद्यामिति मन्यते** ) "એવા લક્ષણવાળા તે અધ્યાસનેજ પંડિતો 'અવિદ્યા' માનેછે."

રણ અધિષ્ઠાન=આશ્રયસ્થાન ) બ્રહ્મ તો સત્ય છે, કારણ તે ન હોય તો જગતની કલ્પના થવીજ સંભવિત નથી–અધિકરણ વિના તો કોઇ સ્થળે ભ્રાન્તિ થતીજ નથી—માટે કલ્પિત જગતનો આભાસ થયો તો તેના અધિષ્ઠાન પરબ્રહ્મનું અસ્તિત્વ અનાયાસે સિદ્ધ થયુંજ સમજો.

વળી આથી ત્રીજું સત્ય પણ સમજાય છે. સત્યજ્ઞાન ન હોય ત્યાં સુધી ભ્રમકલ્પિત સર્પથી પણ માણસો બીએ છે. ધ્રુજે છે ને દુ:ખ ભોગવે છે. પણ 'આ માળાજ છે' એમ સત્યજ્ઞાન થયું કે દુ:ખનો નાશ થાય છે. સત્યજ્ઞાન ન હોય ત્યાં સુધી ભ્રમકલ્પિત જગતથી માણસો દુ:ખ ભોગવે છે. પણ પરમાત્માનું સત્યજ્ઞાન થયું અને જગત્ મિથ્યા છે, ગતઃ કલ્પિત છે એવી દૃઢતાથઇ કે દુ:ખોની અત્યંત નિવૃત્તિજ છે. વેદાન્તનો તમામ સાર "બ્રહ્મ સત્ય છે, જગત્ ભ્રાન્તિથી કલ્પિત છે ને બ્રહ્મનું જ્ઞાન થતાંજ ભ્રાન્તિ ટળી દુ:ખની અત્યંત નિવૃત્તિ થાયછે"એ આ એકજ શ્લોકમાં કવિરાજે ગ્રથિત કરેલો છે.[૧]

આમાં જગતનું મિથ્યાત્વ આલંબન છે. માળા અને સર્પના દૃષ્ટાન્તથી સ્ફુરતો મતિ અને છેલ્લા પદમાંથી સ્ફુરતો નિશ્ચય નામે વ્ય. ભાવ છે. વળી અપ્રકૃતનો નિષેધ કરી પ્રકૃતબ્રહ્મનું સ્થાપન કર્યું હોવાથી નિશ્ચયાલંકાર દૃષ્ટાન્તાલંકાર અને વિશેષ ઉપરથી સામાન્યનું કથન કર્યું હોવાથી અર્થાન્તરન્યાસ અલંકારો પણ સ્પષ્ટ છે. અને તે સર્વે શાન્તરસને પોષે છે શિખરણી છંદ છે. ૮૪.

---

**ત્રિયद्भूतं भूतं [२]यदवनलभं चाखिलमिदं**
**महामायासंगाद्भुजग इव रज्वां भ्रमकरम् ।**

---

૧ ભર્તૃહરિએ, શંકર ભગવાનના આ તત્વજ્ઞાનનું અનુકરણ કર્યું છે. વાર્તિકકારની સામે,. શંકર ભગવાન્ આજ વિચારને માટે પોતાના ભાષ્યમાં ઘણીખરી જિજ્ઞાસાથી લડે છે. ( જુઓ શારીર ભાષ્ય .અધ્યાય૧ પાદ ૪;

૨ મૂળમાં यत्रतलब्धं પાઠ હશે તે સુધારી સંપાદકે यदवनलभं પાઠ કલ્પ્યો છે. જો કે સંપાદકના કલ્પીત પાઠથી 'છંદોભંગ' દોષ ટળે છે પણ અર્થસંગતિ તો કાંઇજ થતી નથી.

तदत्यंन्तालहादं विजरमरं चिन्तय मनः
परब्रह्माव्यग्रं हरिहरसुराद्यैरवगतम् ॥ २३ ॥

'બધું આ' ભાસે જે ગગન જલ ભૂઆદિથી થયું,
બન્યું તે માયાએ રસી ભૂજગ જેવું ભ્રમ ભર્યું;
ભજો માટે બ્રહ્માદિથી પૂજીતને, મુદિતમને,
અનન્યાસક્તિથી સતચિત ઘનાનન્દપદને.

રસીભૂજંગ—દોરીમાં સર્પ. મુદિત—હર્ષવાળા. અનન્યાસકિતથી—બીજી કોઇ વસ્તુ ઉપર પ્રીતિ કર્યા વિના. સત—ત્રણે કાળમાં જેનો નાશ નથી તે. ચિત—પ્રકાશ કે જ્ઞાનમય. ઘનાનન્દપદ—આનંદના સમુદાયવાળું સ્થાન.

આ બધું (જગત્ બ્રહ્માંડ વગેરે) ભાસે છે તે ગગન, જળ, પૃથ્વી, તેજ ને વાયુથી થએલું ને માયાના પ્રભાવથીજ બનેલું છે. ખરું જોતાં તે ભ્રમ ભરેલું—જેમ અંધારામાં પડેલી સીંદરી અજ્ઞાને સર્પ ભાસે છે તેમ મિથ્યાકલ્પિત—છે. એટલા માટેજ તમે અન્ય કોઇ વસ્તુ ઉપર આસક્ત થયા વિનાજ આનંદવાળા મનથી, બ્રહ્માદિ સર્વ દેવો જેનું પૂજન કરે છે એવા અવિનાશી, સ્વપ્રકાશી ને આનંદરાશિ પરબ્રહ્મને ભજો.

આમાં જગતનું અનિત્યત્વ ને બ્રહ્મનું નિત્યત્વ આલંબન છે. વળી બ્રહ્મના પૂજ્યત્વ, પ્રકાશીત્વ ને આનંદીત્વાદિ ગુણો ઉદ્દીપન છે. આથી રતિ નામનો સહચારી ભાવ પણ પોષાય છે. વળી વેદાન્તમાં પ્રચલિત 'રજ્જુસર્પ' ના, માયાના ને તજ્જનિત પંચમહાભૂતોના શાસ્ત્રાનુસાર વર્ણનથી મતિ નામનો વ્ય. ભાવ પણ સ્પષ્ટ છે. આ સૌથી શાન્તરસ જામે છે. શિખરણી છંદ છે. ૨૩

[1]चिद्रत्नमत्र पतितं वपुरंधकूपे
पुंसो भ्रमादनुपमं [2]महनीयतेजः ।

---

१ સરખાવો ભર્તૃહરિ નિર્વેદ નાટક. ૫–૭.

चित्तं गृहादद्य महान्धकूपरूपाद् गुरूपासनयोद्धृतं नः ।
भूयो न भूयो भववर्त्मनीदं तत्रैव तत्रैव निपातयिष्ये ॥

૨ મુળમાં महनीय પાઠ છે પણ અસંગત હોતાં આ પાઠ યોજ્યો છે

उध्धृत्य यो जगति तद्भविता कृतार्थो
मन्ये स एव समुपासितविश्वनाथः ॥ २४ ॥

**ભ્રાન્તિથી દેહરૂપ અંધકૂવે પડેલું,**
**ચિદ્રત્ન નિરૂપમ શાન્તરૂપી અમૂલું.**
**ઉધ્ધારી જે જગવિષે બનીયો કૃતાર્થી,**
**તેણેજ વિશ્વપતિની કરી ભક્તિ સાચી. ૨૪**

ચિદ્રત્ન—ચૈતન્યરૂપી રત્ન. તમ—અંધારૂં અજ્ઞાન.

પુરૂષોના દેહરૂપ તમભરેલા કૂવામાં ભ્રાન્તિથી આ ચિત્—આત્મા—રૂપીરત્ન પડેલુંછે, કેજે રત્ન સદાશાન્તસ્વરૂપવાળું, અમૂલ્ય ને અનુપમ છે. તે રત્નનો જેણે—જેકૃતકૃત્ય જને—કૂવાના અંધકારથી (અજ્ઞાનથી) અને કૂવાથી (શરીરબંધનથી) ઉધ્ધાર કર્યો તેણેજ વિશ્વનાથની સાચી ભક્તિ કરી. જેણે સ્વરૂપલાભ મેળવ્યો તેજ ખરો ભકતછે એ ભાવછે.

વેદાન્તો સમજાવેછે કે સ્વસ્વરૂપના અજ્ઞાનથીજ જનો "હું બ્રાહ્મણ, હું દુઃખી હું બહેરો ને હું વાંઝીયો" આવા આવા ધર્મો જે અન્યના છે તે ગ્રહેછે. અધ્યાસે તેઓ એવી ભ્રમણામાં પડેછે, ભગવાન્ શંકરાર્યપણ કહેછે કે [ **अध्यासो नाम "अतस्मिंस्तद्बुद्धिरिति" अवोचाम । तद्यथा पुत्रभार्यादिषु विकलेषु सकलेषु वा अहमेव विकलः सकलो वेति बाह्यधर्मानात्मन्यध्यस्यति तथा देहधर्मान्स्थूलोऽहं कृशोऽहं तिष्ठामि गच्छामि लङ्घयामिचेति तथेन्द्रियधर्मान् मूकः क्लीबो बधिरः काणोऽन्धोऽहमिति** ] "અધ્યાસ એટલે તે ન હોય તેમાં તે બુદ્ધિ" એમ કહિયે છિયે. તે જેમ કે પુત્ર પત્નિ વગેરે વિકલ કે સકલ છતાં હુંજ વિકલ અથવા સકલ છું એ રીતે બહારના ધર્મોનો આત્મામાં અધ્યાસ થાય છે. તેમ હું જાડો, હું પાતળો, હું ઊભોછું હું જાઉંછું ને હું કૂદું છું "એમ દેહના ધર્મોનો પણ આત્મામાં અધ્યાય થાય છે વળી હું મુંગો હું કલીબ, હું બહેરો, હું કાણો ને હું આંધળો, એ પ્રમાણે ઇંદ્રિયોના ધર્મોનો પણ આત્મામાં અધ્યાસ થાય છે." પણ જ્યારે સત્યજ્ઞાન થાય કે એ ધર્મો તો અન્યના છે. આત્મા પોતે નિરવયવી, નિસ્સંગ ને શુદ્ધસ્વરૂપી

છે. આમ સાક્ષાત્કાર થયો તો પછી સ્વરૂપ લાભ સહજ છે. સ્વરૂપ લાભ થયો તો પછી બાકી કરવાનું કાંઇ રહેતું નથી.

'દેહરૂપકૂપમાંથી' 'ચૈતન્યરૂપી રત્ન' ઉદ્ધારવારૂપ સંસારનિવૃત્તિ અત્રે આલંબન છે. ચિદ્રત્નના નિરુપમતા ને અનુપમાદિ ગુણો ઉદ્દીપમનો છે. વળી વિશ્વપતિ અને ભક્તની ભક્તિ પ્રતિ રતિનો ભાવ પણ શમને સહકારી બનેલો છે. આથી શમ પોષાય છે. દેહને કૂપ, અવિદ્યાને અંધકાર અને ચિદ્‌ને રત્નનું રૂપક આપતાં સાંગરૂપકાલંકાર ખૂલે છે. ભારતી વૃત્તિ ને પ્રસાદ ગુણ સ્પષ્ટ છે. વસંત તિલકા છંદ છે. ૬૮

**स्वान्तव्योम्नि निरस्तकल्मषघने सद्बुद्धितारावली-**
**संदीप्ते समुदेति चेन्निरुपमानन्दप्रभामंडलः ।**
**ब्रह्मज्ञान सुधाकरः कवलिताविद्यान्धकारस्तदा**
**क्व व्योम क्व सदागतिः क्व हुतभुक् क्वाम्भः क्व सर्वंसहा ॥२५॥**

**પાપોનો ઘનઘોર મેઘ મટતાં સદ્ બુદ્ધિ તારાગણો,**
**શુદ્ધજ્યોતિ પ્રકાશી નાશ કરતાં માયાની અંધી અહો!**
**બ્રહ્મજ્ઞાન અનુપ અમૃતનિધિ આનંદ રેલાવતાં,**
**ઉગે છે ઝળળાટ અંતરનભે ભૂતાદિ ક્યાંઇ જતાં. ૨૫**

અંતરનભે——ચિત્તરૂપીઆકાશમાં. અમૃતનિધિ—ચંદ્ર. ભૂતાદિ—પંચમહા ભૂતો વગેરે. અંધી—અંધકાર.

યોગમથી ગાઢ ઘેરાયેલાં પાપરૂપી મેઘનાં વાદળાં જ્યારે ખસી જાય છે ત્યારે હૃદયાકાશમાં વિવેક વિરાગાદિ સદ્બુદ્ધિનાં તારાગણો (નક્ષત્રમાળાઓ) ઉદય પામી પોતાની નિર્મળ ધવલ શુદ્ધજ્યોતિ પ્રકાશી માયા (અવિદ્યા) ના અંધકારનો નાશ કરે છે. ને પછી તેમાં અનુપમ બ્રહ્મ જ્ઞાનરૂપી સુધાકર (ચંદ્ર) આનંદની રેલંછેલ કરતાં જાજ્વલ્યમાન પણે પ્રકટે છે. કે જેની બ્રહ્મસ્ફટિકસમી પ્રભામાં પંચમહાભૂતો કોણ જાણે ક્યાં લયપામી જાય છે. શુદ્ધજ્ઞાનની પ્રાપ્તિ થતા દ્વૈતમોહનો અત્યંતલય થાય છે એ ભાવ છે,

અત્રે શમનો સ્થાયિભાવ છે. પરમાત્માનું આનંદ સ્વરૂપ આલંબન છે પાપમેઘનું વિખરાવું, માયાના અંધકારનું શમવું, સદ્બુદ્ધિતારાગણોનુ પ્રકાશવું અંતરનભમાં આનંદની રેલંછેલકરી બ્રહ્મજ્ઞાનરૂપ આનંદચંદ્રનું ઉદય પામવું

ને અમૃતનું છલકાતું છે. ઉદ્દીપનો છે. અંધકાર ટળતાં ને ચંદ્રોદય થતાં જે હર્ષોદ્ભવ થાય છે તે સૂચવવાને 'અહો' શબ્દની સાર્થકતા છે. આમ આલંબન, ઉદ્દીપન ને સહકારી ભાવે શાંન્તરસ જામે છે ભારતીવૃત્તિ ને માધુર્યનો ગુણ છે. સમસ્તવસ્તુ વિષયક સાંગ રૂપકાલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૮૭

---

**क्वाहं ब्रह्मेति विद्या निरतिशयसुखं दर्शयन्ती विशुद्धं**
**कूटस्थं स्वप्रकाशं प्रकृतिसुचरिता खण्डयन्ती च मायाम्।**
**क्वाविद्याहं ममेति स्थगितपरसुखा चित्तभित्तौ लिखन्ती**
**सर्वानर्थाननर्थान् विषयगिरिभुवा वासनागैरिकेण॥२६॥**

**માયા ખંડી અખંડા, સતચિત ઘનના શુદ્ધ જ્યોતિ સ્વરૂપે,**
**સાક્ષી આનંદકન્દે રસલીન કરતી ક્યાં સુવિદ્યા અરે ને;**
**ભોગાદ્રિથી ઝરંતી પરસુખદલતી વાસના ગેરૂરંગે,**
**ચિત્તે દુઃખો લખન્તી 'મમ હુંપદ' ભરી ક્યાં અવિદ્યા અરેરે!૨૬**

સત ચિતઘન- અમરત્વ ને જ્ઞાનમયત્વના સમુદાયરૂપ. સુવિદ્યા-બ્રહ્મવિદ્યા. ભોગાદ્રિ-વિષયરૂપીપર્વતો. પરસુખદલતી-બ્રહ્માનંદના ઉત્કૃષ્ટસુખનોનાશકરતી. મમ હુંપદ-હું ને મ્હારૂં એવું અભિમાન.

આ શ્લોકમાં વિદ્યા ને અવિદ્યાનો તફાવત ગાયોછે. કહે છેકે માયાને ખંડી નાંખી, અમરત્વને જ્ઞાનમયત્વના સમુદાયરૂપ જે સાક્ષી એટલે કૂટસ્થ (કૂટ નામ એરણ તેની પેઠે અનેક વિકારનું સાક્ષીછતાં સર્વદા એકરૂપમાં રહેનાર) કે જે શુદ્ધસ્વપ્રકાશી જ્યોતિસ્વરૂપીછે જે આનંદના કન્દરૂપ-અતિશય સુખરુપ-છે; તે પરબ્રહ્મમાં તલ્લીન કરતી આ સુવિદ્યા (શુદ્ધસ્વભાવવાળી બ્રહ્મ વિદ્યા) ક્યાં? અને ભોગરૂપી પર્વતમાંથી ઉત્પન્ન થતી, અહંકાર ભરેલ 'હું ને મ્હારૂં' એ વિચારે (આટલું મ્હારૂંછે, [1]આટલું મ્હે મેળવ્યું છે,

---

૧ જુઓ શ્રીમદ્ભગવદ્ગીતા અ. ૧૬ મો. (इदमद्यमयालब्धमिमं प्राप्स्येमनोरथं ॥ असौमयाहतःशत्रुर्हनिष्ये चापरानपि ॥ ईश्वरो हमहं भोगी सिद्धो हं बलवान्सुखी । आढ्योभिजनवानस्मि को न्यो स्ति सदृशो मया ॥

આટલું હું મેળવવાનો છું, આને મ્હેહણ્યો, આને હણીશ, હું સત્વવાન, ભોગવાન, બળવાન, સિદ્ધિવાન, સુખવાન ને ધનવાન છું, મ્હારાં સરખો દુનિયામાં કોણ રહ્યોછે. આવા આવા ગર્વ ને દુષ્પદના વિચારે) પરાઙ્મુખીવૃત્તિ કરાવી ચિત્સુખબ્રહ્માનન્દનો આસ્વાદ ન કરવા દેતી પણ ઉલટી વાસનારૂપી ગેરૂનારંગે ચિત્તરૂપી ભીતમાં દુઃખનાંજ ચિત્રો ચીતરતી, કેવળ દુઃખનાજ સ્વરૂપવાળી અવિદ્યા ક્યાં? બન્નેમાં ઘણીજ ભિન્નતાછે તે વિદ્યા સુખકરનારી ને અવિદ્યા દુઃખમાં ડુબાવનારી છે એ પણ સૂચનછે.

આમાં બ્રહ્મજ્ઞાન આલંબનછે, ઝળઝળાયમાન જ્યોતિનું દર્શન કરાવનારૂં તથા આનન્દચન્દ્ર પરબ્રહ્મમાં તલ્લીનતા કરાવનારૂં બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ અને વાસનારંગે રંગનારું, અંધકાર ઉપજાવનારૂં, દુષ્પદભરનારું ને દુઃખદેનારું અવિદ્યાનું સ્વરૂપ શમને પોષનારાં ઉદ્દીપનો છે. તે શમને પામી શાન્તરસરૂપે પરિણમે છે. કાવ્યમાં માધુર્યનો ગુણ, ભારતીવૃત્તિ ને રૂપકાલંકારછે. સ્રગ્ધરાવૃત્ત છે. ૮૮.

---

**यावज्ज्ञाग्नगर्ते चित्ते दुरितकलुषिते प्राणिनो वित्तपुत्र-**
**क्षेत्राद्यर्थेषु चिन्ता तदतिपरतया भ्राम्यमानस्य नित्यम्।**
**तावन्नार्थस्य सिद्धिर्भवति कथमपि प्रार्थितस्यार्तिभाजा**
**कैवल्याख्यस्य लोके रमणसुखभुवो मुक्तदोषानुपक्तेः॥२७॥**

**ભ્રાન્તિમાંહી ભમીને જન મલીનમને નિત્ય ચિંતા વહેરે,**
**પૈસા પુત્રાદિ રૂપી વિષયવિષતણી જ્યાં સુધી હા વિશેષે;**
**ત્યાંસુધી લોલલોકે નવલસુખ ભર્યું નિર્મળું મોદકારી,**
**સચ્ચિદાનંદ કેરૂં સ્થળ ચિત રહ્યું તે ના મળે મુક્તિદાયી.**

પુત્રાદિ—પુત્ર, ક્ષેત્ર, ભાર્યા વગેરે. લોલલોકે—ચંચળ (નાશવંત) લોકમાં
મોદકારી—હર્ષઉપજાવનાર. સચ્ચિદાનંદ—પરબ્રહ્મ.

જ્યાંસુધી જનો અવિદ્યામાંજ ભગી ભમીને પોતાના મલીન—વિષયવાસનાએ વીંટેલા—મનમાં પૈસો, પુત્ર, ક્ષેત્ર, ભાર્યા વગેરે વિષયજેવા વિષયોની દરરોજ, દરઘડી, દરપળ, નિરંતર ચિંતા વહે છે ત્યાં સુધી તેમને આ અસ્થિર મૃત્યુલોકમાં પોતે ચિત્તે ચાહેલું, નૂતન નૂતન સુખ ભરેલું, (દોષવગરનું, જન્મમૃત્યુ જરા વ્યાધિ ઇ. ક્લેશોથી મુક્તિકરનારું) ને અતુલિત

આનંદમાં લીન કરનારું સચ્ચિદાનંદનું પદ (સ્થળ) મળતું નથી. જ્યારે સર્વ વિષય વાસનાનો અત્યંત લય થાય ત્યારેજ સ્વરૂપલાભ (આનંદલાભ) થાય છે એ ભાવ છે.

અત્રે વિષયને વિષ કથવારૂપ વિનશ્વર જગતની નિસ્સારતા આલંબન છે. પરમાત્માની મોદમયતા ને નિર્મળતા ઉદ્દીપનો છે. મનમલીનતા ત્યજવાથી ઔત્સુક્યનો વ્ય. ભાવ ચળકે છે. આમ આલંબન ઉદ્દીપન ને સહચારીભાવે શાન્તરસ પોષાય છે. વિષયને વિષ કથવામાં નિરંગરૂપકાલંકાર છે. ભારતીવૃત્તિ ને સ્રગ્ધરાવૃત્ત છે. ૮૯.

---

**निष्कामा मुनयः परावरदृशो निर्धूतपाप्मोद्वथा**
**निस्संगी निरहंकृता निरुपमानन्दं परं लेभिरे ।**
**यद्गत्वा न लुठन्ति मातृजठरे दुःखाकरे मानवा**
**दुर्गंधे पुनरेत्य काममकरे संसारपाथोनिधौ ॥**

**નિસ્સંગી, નિરપેક્ષ, નિર્મળમતિ, જ્ઞાની, મહર્ષિ, યતિ,**
**બ્રહ્માનંદ પદેજ તલ્લીન બને મિથ્યા અહંતા ત્યજી;**
**જેથી થાય ફરી કદિ ન વસવું દુર્ગંધીવાળા ભુંડા,**
**માતુના ઉદરે ભવાબ્ધિ મહીં જ્યાં કામાદિ નક્રો ઠર્યા. ૨૯**

નિસ્સંગી-વિષય સંગ રહિત. નિરપેક્ષ-વિષયની ઇચ્છા ન કરનાર. નિર્મળ-ક્રોધ લોભ મોહ ઇ. મેલ રહિત. યતિ-શમાદિ ષટ્ સાધન સંપત્તિવાળા સાધકો. નક્રો-મગરો.

વિષયનો સંગ તો શું પણ તેની અપેક્ષા પણ ન કરનારા, રાગદ્વેષની વાસનાથી અત્યંત મુક્ત થએલા, પવિત્ર હૃદયવાળા, શમદમાદિ ષટ્ સાધન સંપત્તિવાળા ને જ્ઞાનવાળા મહા મુનીઓ દ્વૈતમાં ભમાવનારૂં આ મિથ્યા હુંપદ ત્યજી દે છે. ને બ્રહ્મના અનુપમ અતુલ આનંદવાળા પદમાં લાગી પોતે પણ અખંડ અભેદાનંદમાં એકરસ-તદ્રૂપ-બની જાય છે ને બ્રહ્મપદ પામે છે, પછી તેમને આ ભવસાગર કે જ્યાં કામ ક્રોધાદિ મગરો ભરેલા છે વળી મળમૂત્ર ભરેલા છે એવા માતાના ઉદરમાં (ગર્ભસ્થાનમાં) ફરી કદિ વસવું પડતું નથી. જન્મ મરણનો ફેરોજ ટળી

જાય છે. તાત્પર્ય કે વિષય વાસનાની ગંધવાળી ને અહંતાના રંગે રંગાએલી જરા પણ વાસના ન હોય ત્યારેજ અતુલ બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે.

આમાં નિરપેક્ષ શબ્દ વાપરવાનું કારણ એમ છે કે વિષયનો વિચાર કે વિષયનું ધ્યાન ધરવામાં પણ ગહા હાનિ છે. શ્રીમદ્ ભગવદ્ગીતા ૨-૬૩ માં પણ કહેલું છે કે (**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते**) વિષયોનું ધ્યાન કરનારા પુરૂષોને તેમાં આશક્તિ ઉપજે છે, આસક્તિથી કામ ઉપજે છે ને કામથી ક્રોધ ઉપજે છે." ને એમ દુર્ગુણ પરંપરા ઉપજતાં તેની નાશકારી અધોગતિ થાય છે. માટે વિષયોનો સંગ તો શું પણ વિષયોનો વિચાર પણ તજવો ઉચિત છે.

'અહંતા'નું મિથ્યાત્વ અત્રે આલંબન છે. 'બ્રહ્માનંદપદે તલ્લીનતા' ઉદ્દીપન છે. 'દુર્ગંધીવાળું જહર' અત્રે જુગુપ્સાનો સંચારીભાવ સૂચવે છે. ભવાબ્ધિની વિકટતાથી ને કામાદિ મકરોની ભયાનકતાથી પ્રતીત થતો ત્રાસનો ભાવ તથા જ્ઞાનીપ્રતિ પ્રકાશનો રતિનો બ્ર૦ ભાવ અત્રે સહચારી બનેલા છે. 'ભવને અબ્ધિ' તથા 'કામને મકર' કથવામાં સાંગ રૂપકાલંકાર છે ભારતીવૃત્તિ ને શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૯૦.



**ब्रह्मामृतं भज सदा सहजप्रकाशं**
**सर्वान्तरं निरवधि प्रथितप्रभावं ।**
**यद्यस्ति ते जिगमिषा सहसा भवाब्धेः**
**पारे परे परमशर्मणि निष्कलंके ॥ ९१ ॥**

**જો તું ભવાબ્ધિ તરી નિર્મળ, સર્વવ્યાપી,**
**આનંદસાર ઝટ પાર જવાનું ઇચ્છે;**
**તો તું અનંત પ્રભુ જે પ્રથિત પ્રભાવી,**
**બ્રહ્મામૃતે લીન થજે સહજ પ્રકાશી.**

**આનંદસાર**—આનન્દના સમૂહમાંથી ખેંચી કાઢેલો સાર, અર્થાત્ અતિશય આનંદમયજ.

જો તું સંસાર સાગર તરી દુઃખદોષાદિ મલરહિત, સર્વવ્યાપક, આ-

નંદનાજ સારરૂપ, તટે જવા (મુક્ત થવા) ઝટ ઈચ્છતો હોય તો અંત રહિત પ્રભુ કે જેમનો પ્રભાવ અનંત શ્રુતિયો વર્ણવેછે એવા સ્વપ્રકાશરૂપ અમર બ્રહ્મમાં અથવા આત્મારૂપ અમૃતમાં તલ્લીન થજે.

બ્રહ્મને અમૃત કથનારી ઘણી શ્રુતિયો છે. કઠોપનિષદ્‌માં શ્રુતિ છે કે (**तदेवशुक्रं तद्ब्रह्म तदेवामृत मुच्यते.**) "તેનેજ શુક્ર, તેનેજ બ્રહ્મ ને તેનેજ અમૃત કહીએ છીએ" અન્યશ્રુતિ ગાય છે કે (**तमेवैकं जानथ आत्मानमन्यावाचो विमुंचथ अमृतस्यैषसेतुः**) "તેજ એક આત્માને જાણો, બીજી વાચાઓ ત્યજો; આ આત્મા અમૃતનો સેતુ છે" વળી ઉક્ત શ્લોકમાં 'પ્રથિત પ્રભાવી' શબ્દપણ સાર્થક છે. અનેક શ્રુતિયો આત્માનો પ્રભાવ પણ ગાય છે. એક શ્રુતિ ગાય છે કે (**न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः तमेव भान्तमनुभाति सर्वं यस्य भासा सर्वमिदं विभाति**) "ત્યાં સચ્ચિદાનંદ સૂર્ય ભાસતો નથી, ચંદ્ર તારા અને વિજળી ભાસતાં નથી તો અગ્નિનો ક્યાંથીજ પ્રકાશે ? જેના ભાસ વડે આ સર્વ ભાસે છે તેનાજ પ્રકટ થવાથી આ સર્વ જગત્ પછવાડે પ્રકટિત થાય છે." વળી જુઓ કઠવલ્લીમાં (**भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यःभयादिन्द्रश्चवायुश्चमृत्युर्धावतिपंचमः**") "આના ભયથી અગ્નિ તપેછે, આના ભયે સૂર્ય પ્રકાશે છે, આના ભયે ઇંદ્ર, વાયુ ને પાંચમો કાળ ગતિ કરેછે" ઇ. આત્માનું સામર્થ્ય અનંત શ્રુતિયો ગાય છે.

આ શ્લોકમાં બ્રહ્મનું સ્વપ્રકાશકસ્વરૂપ આલંબન વિભાવછે. સર્વપૂજ્ય ભગવતી શ્રુતિયો તેનો પ્રભાવ ગાયછે એ કથનથી સૂચિતથનું શ્રેષ્ઠતમ પૂજ્યત્વ, સમર્થત્વ, પીયુષસમું મિષ્ટત્વ ને આનંદના સારરૂપ અલૌકિક આનંદીત્વ ઉદ્દીપનવિભાવો છે. અને એમ આલંબન ઉદ્દીપન વિભાવોથી તથા બ્રહ્મપ્રતિરતિ નામના વ્ય. ભાવથી શાન્તરસ પ્રોગ્યએલો છે. સાંગરૂપકાલંકાર અને ભારતી વૃત્તિ છે ૯૧.

[1]चिदेव ध्यातव्या सततमनवद्या सुखतनु-
निराधारा नित्या निरवधिरविद्यादिरहिता।
अनास्थामास्थाय भ्रमवपुषि सर्वत्र विषये
सदा शेषव्याख्यानिपुणमतिभिः ख्यातयतिभिः॥३०॥

ઉરેથી ઉતારી જગવિષય ભ્રાન્ત્યાત્મક બધા,
યશસ્વીયોગી ને પરમપદ જ્ઞાની જન સદા;
ધરે ધ્યાને બાધે રહિત મન માયાદિથી પરા,
પ્રકાશી વ્યાપી તે સત અકથ આનંદસદના. ૩૦

બાધે રહિત-ત્રણે કાળમાં જેનો નાશ થતો નથી તે. પરા-જૂદા અકથ-કહી ન શકાય એવું. આનંદસદના-આનંદના ઘરરૂપ.

જગતનાં સ્ત્રી, ધન ને શરીરાદિ વિષયો જે ભ્રાન્ત્યાત્મક (ભ્રમવાળા) જ છે તેનો મનમાંથી ત્યાગ કરી (બાહ્યાચારે સંન્યાસાદિ વેશો ગ્રહણ કરીને નહિ પણ ખરી હૃદયેચ્છાથી તે ઉપર વિતરાગીતાજ ધરી) યશવાળા યોગીઓ અને પરમપદના જ્ઞાનીજનો સદા પરબ્રહ્મનું ધ્યાન ધરે છે. તે પરબ્રહ્મ અવિનાશી, મનથી અકલિત ને માયાથી પર છે. વળી સ્વપ્રકાશી, સર્વવ્યાપી, અનાદિ ને કથી ન શકાય એવા આનંદના ભંડાર રૂપ છે. અને સો સુમુક્ષુ જનોએ તેનુંજ ધ્યાન ધરવું શ્રેયસ્કર છે એ ભાવ છે.

'સત્' અને 'અકથ' વિશેષણો લગાડવાનું પ્રયોજન એ કે આ સર્વની પહેલાં બ્રહ્મ એકજ હતું, એક શ્રુતિ ગાય છે કે (**सदेवसोम्येदमग्रआसीदेकमेवाद्वितीयं**[2]) (છાન્દોગ્યોપનિષત્) "હે સોમ્ય ? પહેલાં સત્ (બ્રહ્મ)જ એક હતું તે સિવાય અન્ય કાંઈ નહોતું." વળી બ્રહ્મને અકથ કથતાં શ્રુતિ ગાય છે કે ([3]**यद्वाचानभ्युदितं**) "જે

---

૧ चित=જ્ઞાન-બ્રહ્મ. બ્રહ્મના ત્રણ ગુણ વેદાન્તમાં છે. ૧ તે જુએ-છે, ૨ તે જાણે છે, ૩ તે ખુશી કરે છે. ને હંમેશાં બ્રહ્મ પોતેજ જ્ઞાન, અને આનંદરૂપ કહેવાય છે. સરખાવો "विज्ञानंब्रह्म, आनन्दंब्रह्म," ઇત્યાદિ.

૨ જુઓ છઠો પ્રપાઠક દ્વિતીયખંડ પ્રથમ મંત્ર.

૩ જુઓ સામવેદીય તવલકારોપનિષત્ પ્રથમ ખણ્ડ ચોથો મંત્ર.

વાણીવડે પ્રકાશ પામતું નથી." જેને મન પહોંચી શકતું નથી. ઇ. પ્ર. કથન હોવાથી આ શ્લોકમાં બ્રહ્મને 'સત્' ને 'અકથ' વર્ણવવામાં આવેલ છે.

'જગવિષયને ઉરથી' ઉતારવારૂપ નિસ્પૃહદશાથી શમનો સ્થાયિભાવ સ્પષ્ટ છે. વળી સર્વે ને 'ભ્રાન્ત્યાત્મક' માનવામાં મતિ નામનો વ્ય. ભાવ સ્પષ્ટ છે. આ ભાવને યોગી અને જ્ઞાનીની પ્રશંસા કરવારૂપ રતિ નામનો વ્ય. ભાવ પોષે છે. ઉત્તરાર્ધમાં વેદાન્તની અમૂલ્યજ્ઞાન પ્રાપ્તિથી દર્શાતી સંસારિક વિષયોની અનિચ્છાથી ધૃતિભાવનું સૂચન છે. ને આવાભાવના સહકારીપણાથી શાન્તરસ પ્રતીત થાય છે. ૯૨.



यत्साक्षादभिधातुमक्षमतया शब्दाद्यनालिंगितं
कूटस्थं प्रतिपादयन्ति विलयद्वारा प्रपञ्चस्रजः।
मोक्षाय श्रुतयो निरस्तविषयोऽ[1]ज्ञानस्य [2]चोच्छित्तये
तत्त्वाद्वैतवने सदा विचरताच्चेतः कुरंगः सताम् ॥ ३१ ॥

ખંડી કર્મવિધિ શ્રુતિ જનતણી ભોગપ્રીતિ ટાળવા,
આ અવ્યક્ત અવાચ્ય બ્રહ્મવિષયે વૃત્તિ સદા વાળવા;
સાક્ષી સિદ્ધ કરી, કરે લય સહુ સંસારમાળા તણો,
તે અદ્વૈતવને સદા મનમૃગો સંતોતણા સંચરો. ૩૧

કર્મવિધિ—કર્મકાંડની રીતિઓ. અવ્યક્ત—પ્રત્યક્ષનહિ તે.
અવાચ્ય—વાણીથી વર્ણી ન શકાય તેવું. સાક્ષી—અંતરાત્મા, કૂટસ્થ

કર્મમાર્ગની રીતિઓ નિરૂપયોગી ગણી, તેનું ખંડન કરી શ્રુતિયો લોકોની ભોગવાસનાની પ્રીતિ ટાળવામાટે, અને આ બ્રહ્મ કે જે અવ્યક્ત (ઇન્દ્રિયોથી અપ્રત્યક્ષ) છે. ને તેથીજ અવાચ્ય (શબ્દ શક્તિયો અભિધા, વ્યંજના ને લક્ષણાથી પણ અગમ્ય) છે તે બ્રહ્મતરફ સદા વૃત્તિ વાળવાને માટેજ (એટલે કે બહિર્મુખી વૃત્તિ ત્યજાવી અંતર્મુખી વૃત્તિ કરાવવા માટેજ) કૂટસ્થ (સાક્ષી) ને સિદ્ધ કરે છે. ને પછી તેમાં સૌ સંસારમાળાનો લય કરાવે

૧ મૂળમાં ध्यानस्य છે, પણ તે અસંગત હોતાં આ પાઠ સ્વીકાર્યો છે.

૨ સરખાવો વૈ. શ. ૧૧ મો. संसार विच्छित्तये.

છે. તાત્પર્ય કે જગતના મિથ્યાપણાનું જ્ઞાન થવાથીજ અદ્વૈતલાભ થવાનો છે એમ શ્રુતિયો નિવેદન કરે છે. તે અદ્વૈતવનમાં સજ્જનોના મનરૂપ મૃગો સદા આનંદે સંચરો. સજ્જનો નિરંતર અદ્વૈતનેજ ભજો એ ભાવ છે.

"કેવળ કર્મવિધિથી મોક્ષ નથી" એ વારંવાર શ્રુતિયો ગાય છે. અને તે ભગવાનશંકરાચાર્યના પ્રમાણથી પાછળના ૨૯ મા શ્લોકમાં દર્શાવ્યું છે. મોક્ષનું સ્વરૂપ દર્શાવનારી શ્રુતિયોનો તાત્પર્ય નિશ્ચય કરતાં ભગવાન્ શંકરચાર્ય લખે છે કેઃ-[ **किमर्थानि तर्हि "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः" इत्यादीनि विधिच्छायानि वचनानि ? स्वाभाविक प्रवृत्तिविषयविमुखीकरणार्थानि इति ब्रूमः । यो हि बहिर्मुखः प्रवर्तते पुरुषः "इष्टं मे भूयादनिष्टं मे मा भूत्" न च तत्रात्यन्तिकंपुरुषार्थं लभते । तमात्यन्तिकपुरुषार्थवाञ्छिनं स्वाभाविककार्यकरणसंघातप्रवृत्ति गोचराद्विमुखीकृत्य प्रत्यगात्मनि स्रोतस्तया प्रवर्त्तयन्ति "आत्मा वा अरे द्रष्टव्यः" इत्यादीनि ।** ] ત્યારે "આત્મા જોવાયોગ્ય, શ્રવણ યોગ્ય" આવાં ક્રિયાની છાયાવાળા વચનોનો અર્થ શો? સ્વાભાવિક પ્રવૃત્તિ (પુત્ર કલત્રાદિવિષયે બહિર્મુખીવૃત્તિ) ને તે કાર્યથી અવળી કરવારૂપ અર્થ કરવો, એમ અમે કહિયે છિયે. જે બહિર્મુખીવૃત્તિવાળો પુરૂષ "મ્હારૂં ઇચ્છેલું થાઓ, અનિચ્છેલું ન થાઓ" એવી ઇચ્છાથી પ્રવર્તેછે; ને છેવટના પુરૂષાર્થને તેમાં પ્રાપ્ત કરતો નથી. તે પુરૂષાર્થ ઉચ્છતા પુરૂષને, કાર્યકરણાદિ બહિર્મુખીવૃત્તિની વિરૂધવૃત્તિ (અંતર્મુખાવૃત્તિ) માં યોજી, પ્રત્યાગાત્મામાં પ્રવાહરૂપે "આત્માને અવસ્ય જોવો, આત્માને અવસ્ય શ્રવણ કરવો" આવાં વચનો પ્રવર્તાવેછે.

'બ્રહ્મવિષયે વૃત્તિ'વાળવારૂપ અત્રે આલંબનછે. બ્રહ્મનાં અવ્યક્તતા, 'અવાચ્યતા,ઈ' ગુણો તથા 'ભોગપ્રીતિ'ટાળવા, 'સંસાર માળાનો ઉચ્છેદ કરવા' ને 'બ્રહ્મજ્ઞાન મેળવવા'રૂપ ઉદ્દીપનોછે. તેથી શમ પરિપોષિત થાયછે. 'અદ્વૈતને વન' તથા 'મનને મૃગ' કલ્પવામાં એક દેશી સાંગરૂપકાલંકાર છે. ભારતી વૃત્તિ ને શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૯૩

तुल्यार्थेन त्वमैक्यं त्रिभुवनजनकस्तत्पदार्थः प्रपद्य
प्रत्यक्षं मोहजन्म त्यजति भगवति त्वंपदार्थोऽपि जीवः ।
श्रुत्याचार्यप्रसादान्निरुपमविलसद्ब्रह्मविद्यस्तदैक्यं
प्राप्यानन्दप्रतिष्ठो भवति विगलिताना्यविद्योपरीहः ।३२।

"તે તું" એકાર્થી જાણી સકળભુવનના આદિ "તું" બ્રહ્મજાણી,
અદ્વૈતે લીન થાજે સકળભ્રમ ત્યજી જીવ "તું" ઓ ! સુભાગી;
શ્રુતિ ગુરૂ કૃપાએ અતુલવિલસતા બ્રહ્મજ્ઞાને અભેદ,
સચ્ચિદાનંદચંદે કરય દહન અવિદ્યા અને વાસનાને. ૩૨

સચ્ચિદાનંદે—બ્રહ્માનંદરૂપી ચંદ્રમાં.

**तत्त्वमसि** [ **तत्+त्वम्+असि. तत्** = તે (બ્રહ્મ), **त्वम्**=(ઉપાધિ રહિત) તું, **असि**=છું. ઉપાધિરહિત ચેતનતું, તે બ્રહ્મ છું] આ [1]સામવેદના મહાવાકયનો આ શ્લોકમાં અર્થ સમજાવ્યોછે. કહેછે કે;

**તે** અને **તું** શબ્દોનું **છે** ક્રિયાપદે એકાર્થીપણું બતાવ્યું છે. વળી **તે** શબ્દ સર્વે ભુવનોના આદિકારણરૂપ, શ્રુતિના શબ્દમાં કહિયે તો [2]જ્યાંથી આ ભૂતો જન્મેછે, જેથી જન્મ્યા પછી જીવેછે. જેમાં જાયછે નેસમાયછે તે અથવા વેદાંન્ત દર્શન કહેછે તેમ [3]"આ પ્રત્યક્ષ જગતના જન્માદિ જેથી" થાયછે તે **બ્રહ્મને** માટે વાપરેલોછે. અને **તું** શબ્દ અજ્ઞાનમાં વિટાએલા જીવના સાક્ષીને માટે વાપરેલો છે. જો જીવનો આજ્ઞાનજન્મ સર્વે મિથ્યા ભ્રમટળે તો

---

૧ છાન્દોગ્યોપનિષતનો છઠો અધ્યાય જુઓ. ત્યાં ઉદ્દાલક મુનિયે પોતાના પુત્ર શ્વેતકેતુને આ વાકયનો નવવાર ઉપદેશ કરેલો છે.

૨ તૈતિરીયોપનિષત્ જુઓ. यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्य भिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति. શ્રી- ભૃગુવલ્લી પ્રથમ અનુવાક.

૩ બ્રહ્મસૂત્ર અધ્યાય ૧ લો, પાદ ૧ લું, અધિકરણ ૨ જું ને સૂત્ર ૨ જું જુઓ. जन्माद्यस्ययतः

પછી તેનો સાક્ષી અને [1]નિત્ય, સર્વજ્ઞ, સર્વગત, નિત્યતૃપ્ત, નિત્યશુદ્ધબુદ્ધ મુક્ત સ્વભાવી, વિજ્ઞાન ને આનંદરૂપ બ્રહ્મ બંનેનો અભેદજ છે. માટે હે સદ્ભાગી! તું શ્રુતિની કૃપાએ "૨ આ આત્મા બ્રહ્મજ છે." ૩ "હું પોતે પણ પાપપુણ્યના સંસ્કારો રહિત શુદ્ધસ્વરૂપી બ્રહ્મ છું." ૪ "તે દેવને જાણીને સર્વ પાશની હાનિ થાય છે. ને કલેશની ક્ષીણતા થતાં જન્મમરણ મટી જાય છે." આવું અદ્વૈત દર્શાવનારૂં બ્રહ્મજ્ઞાન પામીને તથા સદ્ગુરુકૃપાએ સર્વસ્થાનમાં, સાગરના સુંદરતરંગોમાં ને મંદમંદ વહતી અનિલની લહરિયોમાં, ખગોળમાં લટકતા વિશાળ બ્રહ્માંડોમાં ને અનંત દિગન્તોમાં, સર્વત્ર, સર્વમય, સર્વવ્યાપી, સર્વસાક્ષી, સર્વનિયંતા, પરમાત્માજ ૫ આનંદરૂપે વિલસી રહ્યા છે. આવું વિજ્ઞાન પામી અખંડ અભેદનો સાક્ષાત્કાર કરીને બ્રહ્માનંદચંદ્રમાં (સચ્ચિદાનંદરૂપી સુધાનિધિમાં) તલ્લીન બનજે. અને ત્હારી અવિદ્યા અને વાસનાને ભસ્મસાત્ કરજે. અવિદ્યા ત્યજી "૬ બ્રહ્મને જાણવાથીજ બ્રહ્મ થવાય છે" એ ભાવ છે.

'ભ્રમને ત્યજવારૂપ' ભવનિસ્સારતા અત્રે આલંબન છે. 'તત્ત્વમસિ' શ્રુતિનું સ્પષ્ટીકરણ, અદ્વૈતજ્ઞાન, બ્રહ્મવિલાસ, શ્રુતિ ને ગુરૂની કૃપા, અવિદ્યા હાનિ ને વાસનાનો ઉચ્છેદ અત્રે ઉદ્દીપનો છે. જીવને 'સુભાગી' કથવામાં દયાનો વ્ય. ભાવ અને 'સચ્ચિદાનંદને ચંદ્ર' કથવામાં રતિનો વ્ય. ભાવ

---

૧ શ્રુતિ છે કે नित्यः सर्वज्ञः सर्वगतो नित्यतृप्तो नित्यशुद्धबुद्धमुक्तस्वभावो विज्ञानमानन्द ब्रह्मेति.

૨ અથર્વણ શ્રુતિનું મહાવાક્ય છે કે अयमात्मा ब्रह्म.

૩ ઋગ્વેદ બૃહદારણ્યકોપનિષત્‌માં મહાવાક્ય છે કે अहं ब्रह्मास्मि.

૪ શ્વેતાશ્વતરોપનિષત્‌માં વાક્ય છે કે (ज्ञात्वा देवं सर्व पाशापहानिः क्षीणैःक्लेशैर्जन्ममृत्युप्रहाणिः) "દેવ [દિવ્=સ્વપ્રકાશક આત્મા] ને જાણીને, પ્રત્યક્ષઅનુભવ કરીને દુર્વાસના ને સદ્વાસનાદિ સર્વપાશનો લય થાય છે. અને કલેશનો લય થયા પછી પુનર્જન્મ ને પુનર્મૃત્યુની પણ અત્યંત હાનિ થાય છે. અધ્યાય ૧ શ્લોક ૧૨ મો.

૫ શ્રુતિવાક્યોમાં બ્રહ્મનેજ આનંદરૂપે વર્ણ્યો છે. જુઓ શ્લોક ૪૧ મો.

૬ શ્રુતિવાક્ય છે કે ब्रह्मविद्ब्रह्मैव भवति.

આ સહચારી ભાવો છે, આમ આલંબન, ઉદ્દીપન ને સહચારી ભાવે શમ પરિપોષિત થાય છે: રૂપકાલંકાર અને માધુર્યનો ગુણ છે. અગ્પરાવૃત્ત છે. ૯૪.

अहं ब्रह्मास्मीति स्फुरदमलबोधा यदि भवे-
त्पुमान् पुण्योद्रेका दुपचितपरानर्थ विरतिः ।
तदानीं काविद्या भृशमसहमानौपनिषदं
विचारं संसारः क्व विविधदुःखैकवसतिः ॥ ॥३३॥

'अहं ब्रह्मास्मि' એ અમલ વિલસે બોધ ઉરમાં,
પુરાં પુણ્યે ત્યારે સકલકલુષો લુપ્તજ થતાં;
અગાધ વ્યાધિનું મૂળ ભવ સમૂળુંય ટળતું,
મટન્તી મ્હામાયા મન મનન વેદાન્તનું થતું. ૩૩

अहं ब्रह्मास्मि ( अहं+ब्रह्म+अस्मि. अहं=હું, ब्रह्म=બ્રહ્મ, अस्मि=છું.) હું બ્રહ્મ છું વિલસે—સ્ફુરે. કલુષો—પાપો. ભવ—સંસાર. મ્હામાયા —અવિદ્યા, અજ્ઞાન. મનન—ચિંતવન. વેદાન્ત—ઉપનિષદો.

સંપૂર્ણ પુણ્યે જ્યારે "હું બ્રહ્મરૂપ છું, માત્ર અજ્ઞાને મોહિત થઇ બંધ મોક્ષ માની બેઠોછું, ઉપાધિ ત્યજતાં શુદ્ધસ્વરૂપવાન છું" આવો નિર્મળ બોધ જ્યારે હૃદયમાં સ્ફુરે છે ત્યારે સકળ પાપોનો કેવળ લોપ થાય છે. વળી સંસાર કે જે અગાધવ્યાધિયોનું મૂળ છે તેપણ સમૂળો ટળી જાય છે એટલુંજ નહિ પણ મહામાયા ૧(અવિદ્યા) કે જે અનાદિ, અસહ્ય ને ૨અનંત છે. તેનું પણ શમન થતાં મનમાં વેદાન્ત વિચારોનું ૩(તે બ્રહ્મજ સૌ પ-

૧ અવિદ્યા એજ મહામાયા ને એનુંજ નામ અધ્યાસ. જુઓ શ્લોક ૮૪ ની નિશાનીવાળી ટીકા.

૨ જુઓ બ્રહ્મસૂત્ર ભાષ્ય પૃષ્ટ ૨૨ ૨૩ મું. ( एवमनादिरनन्तो । नैसर्गिकोऽध्यासो ) "આ અધ્યાસ એ રીતે અનાદિને અનન્ત છે"

૩ જુઓ શ્લોક ૯૨ નું વિવેચન.

હેલું હતું, [1]તેણેજ બહુ થવાની ઇચ્છા કરી, [2]તે આનંદસ્વરૂપથીજ આ સર્વ થયાં. તેનેજ જાણવાથી [3]સર્વ પાશની હાનિ છે. [4]તેજપરાવરનું દર્શન થતાં સર્વ કર્મોનો નાશ થાય છે. તેનેજ જાણવાથી મૃત્યુની પાર જવાય છે. મુક્તિને માટે અન્યરસ્તોજ નથી: આવા આવા ઉપનિષદોના વિચારોનું મનન થાય છે. ને પછી બ્રહ્મસાક્ષાત્કાર થતાં [5]અમૃત થવાય છે. [6]તાત્પર્ય કે બ્રહ્મજ્ઞાન સ્ફૂરવાથીજ સંસાર અને અવિદ્યાનો નાશ થશે, અન્ય વલખાં મારવાથી નહિ.

'અગાધ વ્યાધિનું મૂળભવ' અત્રે આલંબન છે. ગતકાળનાં 'પૂર્ણ પુણ્યો.' તેથી **જાગ્રત્** થતો બ્રહ્મજ્ઞાનનો નિર્મળબોધ, પાપનિવારણ, મહામાયાનાશ ને વેદાન્તનું મનન અત્રે ઉદ્દીપનો છે. આથી શમ પરિપોષિત બને છે અને શાન્તરસ રૂપે નિષ્પન્ન થાય છે: શિખરિણી છંદ છે. ૯૫.

**हित्वा विश्वाद्यवस्थाः प्रकृतिविलसिता जाग्रदाद्यैर्विशेषैः**
**सार्धं चैतन्य घातौ प्रकृतिमपि समं कार्यजातैरशेषैः ।**
**ज्ञानानन्दं तुरीयं विगलितगुणकं देशकालाद्यतीतं**
**स्वात्मानं वीतनिद्रः सततमधिकृतश्चिन्तयेदद्वितीयम् ॥३४॥**

**માયાની કેલિ સ્થૂલાદિ શરીરતણી જે જાગ્રતાદિ દશા તે,**
**વિશ્વાદિ સૌ વ્યવસ્થા પ્રકૃતિકૃતિસહે ચિદ્ઘને લીન કીજે;**
**નિર્લેપી પ્રત્યગાત્મા, મુદઉદધિભર્યા સચ્ચિદાનંદ સ્વાત્મે,**
**તુર્યામાં લીન થાવું સતત રતિ કરી સૌ મુમુક્ષુજનોએ.૩૪**

---

૧ જુઓ છાન્દોગ્યોપનિષત્. (तदैक्षत. बहुस्यां. प्रजायेयेति) "તેણે જોયું કે હું બહુ થાઉં."

૨ જુઓ શ્લોક ૪૧ માનું વેદાન્ત વિવેચન.

૩ જુઓ શ્લોક ૯૪ માની આ =નિશાની વાળી ટીકા.

૪ જુઓ મુણ્ડકોપનિષત્ क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे. શ્રી દ્વિતીય મુણ્ડકખંડ ૨ કંડિકા, ૮ મી.

૫ શ્રુતિ છે કે (य एतद्विदुरमृतास्ते भवन्ति) "જે આ જાણે તે અમર થાય છે." શ્રી શ્વેતાશ્વતર અ. ૪ શ્લોક ૧૭ મો.

૬ મૂળમાં **विलसता** પાઠ છે, અશુદ્ધ હોતાં સુધારી આ પાઠ સ્વીકાર્યો છે.

કેલિ—લીલા. સ્થૂલાદિ—સ્થૂલ, લિંગ ને કારણ એ સર્વે જાગ્રદાદિ—જાગ્રત્ સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણે. વિશ્વાદિ—વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ એ ત્રણે. નિર્લેપી—ગુણોના લેપ રહિત. મુદ્દકેદધિ—આનંદસાગર. સતત—નિરંતર.

માયાની કેલિ (પ્રકૃતિનો વિલાસ) જે આ સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ દેહો; તેની જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તદશાઓ; અને વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ વગેરે વિશેષ વિશેષ અવસ્થાઓ છે તે સર્વને—પ્રકૃતિના સકળ કાર્યને—પ્રકૃતિ સાથેજ ચિદ્દ્ઘન (પરબ્રહ્મ) માં લીન કરવાં. અર્થાત્ પ્રકૃતિ અને તેના વિલાસોનો પરબ્રહ્મમાં લય કરવો. અને પછી મોક્ષ ઇચ્છનાર સાધન ચતુષ્ટયસંપન્ન અધિકારી જને નિરંતર રતિ (શ્રદ્ધા) કરી તુર્યાવસ્થામાં પ્રકાશના નિર્લેપી (ત્રિગુણાતીત) સર્વના અંતરાત્મા પ્રત્યગાત્મા કે જે આનંદનાસાગર રૂપ, સત્ (દેશ ને કાલના બાધ રહિત) ચિત્ (જ્ઞાનરૂપ) ને આનંદમય આત્મસ્વરૂપજ છે તેમાં ચિંતનપરાયણ બની તલ્લીન થવું. ચોથી અવસ્થાના પ્રકાશક પ્રત્યગાત્મામાંજ સમાધિ પરાયણ બનવું.

વેદાન્તમાં અદ્વૈતવાદીના મતમાં સ્થૂલ, લિંગ કારણ ને મહા કારણ એ ચાર દેહો પ્રસિદ્ધ છે. તેની જાગ્રત્, સ્વપ્ન સુષુપ્તિ ને તુર્યા ચાર અવસ્થાઓ છે ને અનુક્રમે વિશ્વ, તૈજસ્, પ્રાજ્ઞ ને પ્રત્યગાત્મા એ ચાર તેના અભિમાનીઓ છે. તેમાં સ્થૂલદેહની જાગ્રત્ અવસ્થાનો અભિમાની વિશ્વ છે. લિંગદેહની સ્વપ્નાવસ્થાનો અભિમાની તૈજસ્ છે, કારણ દેહની સુષુપ્તિઅવસ્થાનો અભિમાની પ્રાજ્ઞ છે ને મહાકારણ દેહની તુર્યાવસ્થાનો અભિમાની પ્રત્યગાત્મા છે. માટે પ્રથમના ત્રણદેહો, તેની ત્રણ અવસ્થા ને તેના ત્રણ અભિમાનીઓનો ચૈતન્ય (પરમાત્મા) માં લય કરી, મહાકારણ દેહની તુર્યાવસ્થાના અભિમાની પ્રત્યગાત્માનું મુમુક્ષુએ નિરંતર ધ્યાન કરવું શ્રુતિઓ કહે છે કે ([1]**आत्मा वा अरे द्रष्टव्यो मन्तव्यो निदिध्यासितव्यः**) "અરે આ આત્મા જેવાયોગ્ય, મનનયોગ્ય ને નિદિધ્યાસન કરવા યોગ્ય છે." સ્મૃતિપણ કહે છે કે **एतद् बुध्वा बुद्धिमान्स्यात् कृतकृत्यश्च भारत.**) "એ જાણીને બુદ્ધિમાન થાય છે ને હે અર્જુન! કૃત-

૧ જુઓ વાજસનેયિ બ્રાહ્મણોપનિષત્ ચતુર્થબ્રાહ્મણ ૫ માં મંત્ર.

કૃત્ય પણ થાય છે." એટલે કે તુર્યાવસ્થામાં સ્થિત થઇ પ્રત્યગાત્માનું મુમુક્ષુએ નિરંતર ધ્યાન ધરવું એ ભાવ છે.

'સચ્ચિદાનંદ સ્વરૂપ' અત્રે આલંબન છે. સ્થૂલ, લિંગ ને કારણ દેહ; જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્ત દશા; વિશ્વ, તૈજસ્ ને પ્રાજ્ઞાદિ અભિમાનીઓ એ સર્વે પ્રકૃતિના વિલાસોનો ને પ્રકૃતિનો પ્રત્યગાત્મામાં લય, પ્રત્યગાત્માનું નિર્લેપીપણું ને માધુર્યપણું ઇ. ઇ. ઉદ્દીપનો છે. આથી શમ પરિપોષિત થાય છે માધુર્યગુણ, ભારતીવૃત્તિ ને સ્રગ્ધરાવૃત્ત છે. ૪૬.

संन्यासो विहितस्य केशवपदद्वन्द्वे व्यधायि श्रुता
वेदान्ता निरवद्य निष्कलपरानन्दाः सुनिष्ठाश्रिरम् ।
संसारे वधबंधदुःखबहुले मायाविलासेऽव्ययं
ब्रह्मास्मीति विहाय नान्यदधुना कर्तव्यमास्ते कचित् ॥३९॥

માયાના નવલાવિલાસમય આ દુઃખાત્મ મિથ્યા ભવે,
સંન્યાસી બની પ્રેમથી પ્રભુપદે લ્હેલીન થાતાં બધે;
'હું' સર્વત્ર અખંડ નિષ્કલનિજાનંદાબ્ધિ 'છું' 'બ્રહ્મ' આ,
ગાતું હૈવી શ્રુતિનું ગાન કરતાં બાકી ન કાંઇ અહા! ૩૫

નિષ્કલ—અવયવરહિત.

આ સંસાર માયાએ ભમાવવા રચેલો પરંતુ લોપ થવાનો ને નવા નવા વિલાસવાળો છે. તેમાં સદાકાળ રહે એવું કાંઇ નથી. વળી તે જન્મ મૃત્યુ, જરા, વ્યાધિ, દારિદ્રય ઇ. અનંત દુઃખોથી ભરેલો ને ગાંધર્વનગરી જેવો મિથ્યા છે. ત્યારે તે સંસારમાં મનુષ્યે શું કર્તવ્ય કરવાનું છે? તે બોધતાં કહેછે કે ૧કામનાવાળાં કર્મોનો ત્યાગકરી, માયા કલ્પિત સકલ વિશ્વલોકને ભૂલી જઇ, પ્રેમે પ્રભુપરાયણ બની તેનાં પદકમલોમાં તલ્લીન થવું. ૨તેમાંજ મન લગાડવું, તેનાજ ભક્ત થવું, તેનુંજ પૂજન કરવું ને સર્વ

૧ જુઓ શ્રીમદ્ભગવદ્ગીતા. काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः

૨ જુઓ શ્રીમદ્ભગવદ્ગીતા. मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥

ત્યજી તેનુંજ શરણું ગ્રહવું. અને હું અખંડ, એકરસ, નિરવયવી, નિજાનંદના નિધિ રૂપ બ્રહ્મસ્વરૂપીજ છું. મ્હને [1]જરા, મૃત્યુ, શોક, પાપ કે કાંઇ સંસ્કારનો સ્પર્શ થતોજ નથી. આવું દૈવી (ભગવતી) શ્રુતિનું નિરંતર ગાન કરવું. શ્રવણ મનન ને નિદિધ્યાસન કરવું અને મન, વાણી ને કર્મ એ ત્રણેના જ્ઞાનની એકતા કરી બ્રહ્મરુપ બનવું. પછી આ સંસારમાં કાંઇ કર્તવ્ય બાકી રહેશે નહિ.

'દુઃખાત્મ મિથ્યાભવ' અત્રે આલંબનછે. 'માયાનો વિલાસ,' પ્રભુપદમાં લીનતા' ને બ્રહ્મનું 'નિષ્કલ નિજાનંદસ્વરૂપ' ઉદ્દીપનછે. શ્રુતિગાનને દૈવી કથવામાં રતિનો અને 'ગ્રહો' શબ્દમાં હર્ષનો વ્યભિ ભાવ ખૂલેછે. આમ આલંબન ઉદ્દીપન ને સહચારીભાવે શાન્તરસ પોષાય છે. નિરંગરૂપકાલંકાર ને શાર્દૂલવિક્રીડિતછંદ છે. ૮૭.

---

[2]अग्रेपश्चादधस्तादुपरि च परितो दिक्षु [3]चान्पास्वनादिः
[4]कूटस्था संविदेका सकलतनुभृतामन्तरात्मानियंत्री ।
यस्यानन्दस्वभावा स्फुरति शुभधियः प्रसह्य निष्प्रपञ्चा
जीवन्मुक्तः स लोके जयति गतमहामोहविश्वप्रपञ्चः ॥८६॥

જેની ચોખ્ખીમતિમાં અહીં તહીં સઘળે બા'ર ને ભીતરે આ,
આનન્દાબ્ધિસ્વરૂપી સકલતનુંતણા અંતરાત્મા નિયંતા,

---

૧ શ્રુતિછે કે य आत्मा अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकः

૨ સરખાવો—શ્રીસામવેદીય છાન્દોગ્યોપનિષત્ સપ્તમ પ્રપાઠકનો પચીશનો ખણ્ડ. स एवाधस्तात् स उपरिष्टात् स पुरस्तात् स दक्षिणतः स उत्तरतः स एवेदं सर्वमित्यथातोऽहंकारादेश एवाहमेवाधस्तादहमुपरिष्टादहं पश्चादहं पुरस्तादहं दक्षिणतोऽहमुत्तरतोऽहमेवेदं सर्वमिति ॥ १ ॥

૩ મૂળમાં धान्यास्वनादिः પાઠછે પણ નિરર્થક હોતાં આ પાઠ સ્વીકાર્યો છે.

૪ કૂટસ્થના માટે ભગવાન્ શંકરાચાર્યે શંકરભાષ્ય ગીતામાં આ પ્રમાણે સમજાવ્યું છે. "दृश्यमानगुणमन्तर्दोषवस्तुकूटंकूटरूपं कूटसाक्ष्यमित्यादौ

**માયાથી મુક્તસાક્ષી, અજઅમર પરબ્રહ્મની જ્યોતિ મૂર્તિ**
**સૌ કાળે વિસ્ફુરંતી જયજય જગમાં તે જીવન્મુક્ત વૃત્તિ. ૩૬**

નિયંતા—નિયમમાં રાખનાર. બ્રહ્મનિષ્ઠી—બ્રહ્મઉપર નિષ્ઠાવાળો.

જે માણસની શુદ્ધ મતિમાં અહીં ને તહીં, બહાર ને અંદર (નીચે ને ઉપર, સર્વસ્થળે ને સર્વદિગન્તોમાં) આનન્દનોજ સાગર હોય એવા આનંદ સમૃદ્ધ સ્વરૂપવાળા, સકળશરીર ધારીઓના અંતરાત્મા, સર્વનિયંતા, માયાથી નિર્લેપ, અજન્માને અમર, એક અદ્વિતીયપરબ્રહ્મની શુદ્ધસ્ફટિકતુલ્ય જ્વલજ્વલ્યમાન જ્યોતિમૂર્તિ સર્વકાળે-પ્રત્યેક દિવસે, પ્રત્યેક ઘડીએ, પ્રત્યેકપળે ને પ્રત્યેક નિમિષોન્મિષે નિરંતર સ્ફુરતી હોય તે સત્કર્મી, ધન્યભાગી બ્રહ્મનિષ્ઠજનનો બધે સદાજયજયકારજછે. તે આત્મજ્ઞાની સદા જીવન્મુક્તજછે એ ભાવ.

શ્રુતિયો પણ જીવન્મુક્તનું લક્ષણ ગાતાં કહેછે કે **भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः** ] "જેની હૃદયગ્રંથીનો ભેદ થઇ સર્વ સંશયો છેદાયછે." એટલે કે હૃદ્‌નામ અંતઃકરણ તેમાં 'અયં' નામ જે આત્મા તેનો [1] પરસ્પર અધ્યાસ-સત્‌ ને અસત્‌ વસ્તુનો અવિવેક હોતાંજે અહંકારરૂપે ભાસેછે તે ભ્રાન્તિ—જે અવિદ્યા જનિતછે; એ અવિદ્યાની નિવૃત્તિ થતાં અધ્યાસનો નાશ થાયછે. ને તેમ થતાં તજ્જનિત રાગદ્વેષ, ધર્માધર્મની પ્રવૃત્તિને પ્રવૃત્તિ માત્રના નિમિત્તરૂપ સ્વસ્વરૂપ વિષેના સંશયોની અત્યન્તનિવૃત્તિ થઇ અખંડ નિજાનંદસ્ફુરી સહજજીવન્મુક્ત થાયછે. અન્યશ્રુતિયો પણ કહેછે કે [**सचक्षुरचक्षुरिव सकर्णोऽकर्णो इव समना अमना इव समाणोऽप्राणइव** ] " તે આંખ, કાન પ્રાણને મનવાળો છતાં આંખ, કાન પ્રાણને મનરહિતજ હોય એમ નિષ્ક્રિયપણે વર્તેછે. વળી [ **सुयुक्तवज्जाग्रति यो**

---

कूटशद्बः प्रसिद्धो लोके, तथाचाविद्याद्यनेकसंसारबीजमन्तर्दोषवन्मायाख्या कृतादिशद्बवाच्यतया "मायांतुप्रकृतिं विद्यान्मायिनंतु महेश्वरम्" 'मम माया दुरत्यया' इत्यादौ प्रसिद्धं यत्कूटं तस्मिन्कूटेस्थितं कूटस्थंतदध्यक्षतयाऽथवा राशिरिवास्थितं कूटस्थम्"

૧ જુઓ શ્લોક ૮૬ નું વિવેચન.

**न पश्यति द्वयञ्चपश्यन्नपि चा द्वयत्वतः । तथापि कुर्वन्नपि निष्क्रियश्च यः स आत्मविन्नान्य इतीहनिश्चयः ]** " જાગ્રતમાં પણ સુષુપ્તવતરહી જે દ્વૈત જોતો નથી કદિદ્વૈત જુએ તોપણ અદ્વૈતપેઠે વર્તે છે, ને પ્રારબ્ધાધીને કાર્યકરતાં છતાં પણ નિષ્ક્રિયપેઠે વર્તેછે તે આત્મજ્ઞાનીને બ્રહ્મનિષ્ઠ જાણવો. " વળી અન્યસ્થળે લખેલછે કે [ **जीवन्मुक्तो नाम स्वस्वरूपाखण्डे ब्रह्मणी साक्षात्कृतेसति अज्ञानतत्कार्यसंचितकर्मसंशयविपर्ययादीनामपि बाधितत्वादखिलबन्धरहितो ब्रह्मनिष्ठः** ] " સ્વસ્વરૂપ બ્રહ્મનો અખંડ સાક્ષાત્કાર કરતાં જેનાં જ્ઞાન ને અજ્ઞાન ( સચિત પ્રારબ્ધ ) કર્મોનો, સંશયોનો ને ભ્રમનો નાશ થવાથી જે સર્વબંધથી મુક્તથયેલો છે તે બ્રહ્મનિષ્ઠનું નામ જીવન્મુક્ત છે."[૧]

અત્ર 'પરબ્રહ્મ' આલંબન છે. તેમનું 'સર્વમય,' 'સર્વસાક્ષી' 'અજ' 'અમર' ને 'માયામુક્ત જ્યોતિસ્વરૂપ' ઉદ્દીપન છે. રતિનો સહચારી ભાવપણ ખૂલેલોછે. 'સુકર્મી બ્રહ્મનિષ્ઠ' રતિનું આલંબનછે. તેની ચોખ્ખીમતિ સદા ધ્યાન પરાયણતા, અને બ્રહ્મસ્ફૂરણા ઉદ્દીપનોછે. એથી શમ પરિપોષિત થાયછે. સ્ત્રગ્ધરાવૃત્ત છે. ૫૮



**ते धन्या भुवने सुशिक्षितपरब्रह्मात्मविद्या जना**
**लोकानामनुरंजका हरिकथापीयूषपानप्रियाः ।**
**येषां नाकतरंगिणीतटशिलाबद्धासनानां सतां**
**प्राणा यान्ति लयं सुखेन मनसा श्रीरंगचिन्तामृतम् ।।३७।।**

**લોકોનાં દિલ પ્રેમથી પ્રભુકથાપીયૂષથી રંજતા,**
**મંદાકિની તીરે શિલાસન કરી જે જ્ઞાનિયો રાજતા;**
**માધુરીભરી માધુની મુરતમાં મોહ ભરેલા મને,**
**જેના પ્રાણ સમાધિમાં લીન બને તે ધન્યભાગી જગે. ૩૭**

૧ ગોટે નામનો પાશ્ચિમાત્યવિદ્વાન જીવન્મુક્તનું આવું લક્ષણ આપે છે; "નિપુણસાધુ-પુનર્જન્મથી મુક્ત, શરીરેશાન્ત, ગુણ અને નિર્ગુણથી અસ્પર્શિત. પાપરહિત, તેમજ કોઈપણ વસ્તુ કરે યાનો નકરે તોપણ ઇચ્છારહિત કહેવાયછે."

પીયૂષ—અમૃત. માધુ—માધવ. (પરમાત્મા.) મોદે—આનંદે.

લોકોના હિત, પ્રભુકથારૂપ અમૃતનું પ્રેમે પાન કરાવી રંજન કરનારા, મંદાકિની તીરમાં શિલાનું આસન કરી શોભનારાને પરબ્રહ્મનો અપરોક્ષ અનુભવ મેળવનારા જ્ઞાની જનો કે જેઓના પ્રાણો માધુર્યે ભરેલી માધવની મૂર્તિમાં- પરબ્રહ્મના અખંડાનંદમાં આનંદિત મને તલ્લીન થઇ રહેછે તે આ જગત્માં ધન્યભાગ્ય (કૃતકૃત્ય) છે.

મરણકાળે બ્રહ્માનંદનો અભેદ અનુભવતાં મૃત્યુપછી તેજ બ્રહ્માનંદનું અગમ્ય અલૌકિક સ્થાન કે "જ્યાં જાજવલ્યમાન સૂર્ય પણ પોતાની પ્રભા પ્રસારી શકતો નથી; જ્યાં શશિતારક વૃંદો ને વિદ્યુત્ પણ કિરણ કલિગો વિખેરી શકતાં નથી. અને વન્હિતો કશા લેખામાંજ નથી" એવા દુર્લભ સ્થાનને પામી વ્યાસ ભગવાન્ કથેછે તેવી [1] **अनावृत्ति** ને—સંસારમાં પુનરાગમન થાય નહિ એવી ચિરસ્થાયી બ્રહ્મસ્થિતિને પ્રાપ્ત કરે છે તાત્પર્ય કે મરણકાળે પ્રભુપરાયણ થવાય તો સદ્ગતિ પમાય છે. ભગવાન્ શ્રી કૃષ્ણપણ એમજ બોધે છે ([2] **यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरं तं तमेवेति कौंतेय सदा तद्भाव भावितः**) "હે અર્જુન ! જે જે ભાવનાનું સ્મરણ કરતાં અંત સમયે શરીર તજાય છે તેજ ભાવના પછીના સમયમાં ભાવના બાંધનારને આવી મળે છે" શ્રુતિ પણ ગાય છે કે (**तं यथायथोपासते तदेव भवति**) "તે જેની જેની ઉપાસના કરેછે તદ્રૂપ થાય છે" માટે સદાકાળ અને વિશેષતઃ મરણોત્તરકાળે તો સદ્ભાવનામાંજ લીનતા કરવી શ્રેયસ્કર છે.

અત્રે જ્ઞાની જનો આલંબન છે. પ્રભુકથામૃત, પવિત્ર મંદાકિનીતીર. માધુર્યભરેલી માધવની મૂર્તિમાં તલ્લીનતા, ચિત્તનો આનંદ ને સ્વસ્થ ચિત્તે જીવન વિરામ એ ઉદ્દીપનો છે. વળી પ્રભુકથાને 'પીયૂષ' કથવામાં રતિ, ત્રીજા પદમાં માધવ મૂર્તિના સૌંદર્યનું વર્ણન કરતાં વ્યાપતો હર્ષ ને છેલ્લા પદમાં રહેલો ઔત્સુક્ય એ સહચારી ભાવો છે. તે શમને પોષે છે. પ્રભુકથાને 'પીયૂષ' કથવામાં રૂપકાલંકાર પણ છે. વૃત્ત્યનુપ્રાસ ને યમકાદિ શબ્દાલં-

---

૧ જુઓ બ્રહ્મસૂત્ર ૪, પાદ ૪. સૂત્ર ૨૨ મું.

૨ જુઓ ભગવદ્ગીતા અધ્યાય ૮ શ્લોક છઠો.

આરોપણ છે. માધુર્ય ગુણ, ભારતીવૃત્તિ ને શાર્દૂલવિક્રિડિત છંદ છે. ૯૯

शिव शिव महाभ्रान्तिस्थानं सतां विदुषामपि
प्रकृतिचपला धात्रा सृष्टाः स्त्रियो हरिणीदृशः ।
विजहति धनं प्राणैः सार्कं यतस्त्वदवाप्तये
जगति मनुजा रामाकृष्टास्तदेकपरायणाः ॥ १८ ॥

**શિવ શિવ! મહા જ્ઞાની ધ્યાનીયને ભ્રમ કારિણી,**
**સહજચપળા વામા વિધુમુખી વિધિએ રચી;**
**ધન જીવન સૌ ત્યાગી શ્યામાની આશ કરી ફરે**
**જન જગતમાં મોહે પત્નીપરાયણ થૈ મરે!! ૩૮**

શિવ શિવ!—ખેદસૂચક ઉદ્દગારો. ધ્યાનીયને—ધ્યાનીઓને પણ. સહજચપળા—સ્વભાવથીજ ચંચળ. વામા—સ્ત્રી. વિધુમુખી—ચંદ્રવદની. પત્નીપરાયણ—સ્ત્રી એજ જેનું આશ્રયસ્થાનછે એવા.

અરર! મહાખેદનો વિષય છે કે મહાજ્ઞાનવાળા અને ધ્યાનધરનારા વિશ્વામિત્ર પરાશરાદિ મહાત્માઓને પણ ભ્રમ—મહામોહ—ઉપજાવનારી ને સ્વભાવથીજ ચંચળચિત્તવાળી સ્ત્રીઓ સૃષ્ટિમાં બ્રહ્માએ બનાવી છે. જેથી જગતમાં માણસો મોહે (ભોગલાલસાની ઘેલાઇએ) પત્નીપરાયણ બની, સ્ત્રીઓનો ઉપભોગ એજ જીંદગીનું સાર્થક અને સકળ પુરુષાર્થની સીમા છે એમ સમજી, કેવળસ્થૂળ ઇંદ્રિય જન્યસુખનેજ અધીન થઇ, શ્યામાની આશાએ ધન અને જીવન સર્વે ત્યાગી ખુવાર થઇ મરે છે. એ કેવું શોચનીય છે!

અત્રે શમને પોષનાર નિર્વેદનામે વ્ય. ભાવ સંપૂર્ણ ખીલેલો છે, 'વિધિ' વિરચિત 'વામા' તેનું આલંબન છે. 'જ્ઞાની' તથા 'ધ્યાની' ને પણ તેથી થતી ભ્રાન્તિ તેની આશાએ 'ધન' અને અમૂલ્ય 'જીવન' ત્યજવારૂપ પરવશતા અને મુગ્ધતા તેને પોષનાર સંચારી ભાવો છે. ત્રીજામાં વિષાદ અને ચોથામાં ગ્લાનિના ભાવો સ્ફૂરેલા છે. આમ પોષાતો નિર્વેદ 'શિવશિવ' શબ્દે વ્યક્ત બને છે. 'સહજચપળા' શબ્દમાં સ્ત્રી ગુણોનું અસ્થાપીપણું, 'વામા' શબ્દમાં મોક્ષપ્રાપ્તિનુ વિરોધીપણું અને

'श्यामा' शब्दमां मनमलीनपणुं कथवानो आशय छे. हरिणीछंद छे. ३.

हरति वपुषः कान्तिं पुंसः करोति, [1]बलक्षतिं
जनयति भृशं भ्रान्तिं नारी सुखाय निषेविता ।
विरतिविरसा भुक्ता यस्मात्ततो न विवेकिभि
[2]र्विषयविमुखैः सेव्या,मायासमाश्रितविग्रहा ।. ३९ ॥

सुख समजीने सेवी श्यामा अरे बलहारिणी,
हरती वपुनी कान्ति, माया शरीर शुं धारिणी;
सुरत शमतां भुंडी, कुडी, भ्रमे भटकावती,
नहि नहि कदि सेवो तेने विरागी महामति ३९

माया—कपट. सुरत—कामक्रीडा.

सुख. इ. सुखकारी थशे एम समजीने श्यामा सेवी, परंतु जणायुं छे के ते बलनो नाशकरनारी कायानी कान्ति हरनारी, अविद्याज साक्षात् स्वरूप धारी होय एवी, सुरतावसाने अप्रिय लागती अने भ्रान्तिमां भटकावनारीछे. तेथी हे विवेकी, विरागीजनो! तमे तेने कदि सेवशो नहि. नारी नरकनुं द्वार छे माटे मुमुक्षुए तेनो त्यागज करवो ए भावछे.

अनुकूळफळदाता धारी सेवेली स्त्री प्रतिकूळफळदाता थतां उपजेलो निर्वेद 'अरे' शब्दे स्पष्ट थायछे. 'श्यामा' तेनुं आलंबनछे बलक्षयकरवाना, काया कान्ति हरवाना, मायिकपणाना, सुरतावसाने विरसताना ने दुष्टताना दुर्गुणो उद्दीपन छे. तरत तजवानी क्रियारूप अनुभावछे. आम विभाव ने अनुभावे पोषानो निर्वेद शमने पोषी सुंदरशान्तरस जामेछे. मनमलीनता सूचववा वापरेलो 'श्यामा' शब्द साभिप्राय होतां परिकरालंकार छे. वळी प्रथमपदमां अनुकूळ फळ इच्छी करेला कार्यमां, उलटुं फळउपज्युं होवाथी

१ मूळमां बलक्षितिं पाठ छे, पण क्षितिनो अर्थ 'भूमि' थाय छे: 'नाश' थतो नथी तेथी बलक्षतिं पाठ स्वीकार्यो छे.

२ विषयविरसैः पाठ मूळमां छे पण 'अनवीकृत' दोष अटकाववा विषयविमुखैः पाठ लीधो छे.

પ્રતિકૂળાલંકાર પણ છે. હરિણીછંદ છે.

---

[1]कमलवदना पीनोत्तुंगं घटाकृति बिभ्रती
स्तनयुगमियं तन्वी श्यामा विशालदृगंचला ।
विशददशना मध्येक्षामा वृथेति जनाः श्रमं
विदधति मुधारागादुच्चैरनीदृशवर्णने ॥ ४० ॥

નવલઘટશાં ઉંચાં પીન સ્તનદ્વય ધારિણી,
ધવલદશની, તન્વી, શ્યામા, વિશાળસુલોચની,
કમળવદની એવાં ઉંચાં મદે વદી વર્ણનો
જીવતર વૃથા ગાળી મિથ્યા શ્રમિત બને જનો. ૪૦

નવલ—નવીન. દ્વય—બે. દશની—દંતવાળી

નવલ ઇ. કામીજનો સ્ત્રીની મોહમદિરામાં ઘેલા બની આ કામિની નવીન ઘડા સરખાં મોટાં ને કઠણ કુચવાળી છે. ધવલદંતવાળી, કોમલાંગી અને શ્યામા ( **शीते सुखोष्णसर्वांगी ग्रीष्मे या सुखशीतला तप्तकांचनवर्णाभा सा स्त्री श्यामेति कथ्यते.** શિયાળામાં સુખદાઇ સર્વ ઉષ્ણુઅંગવાળી, ઉન્હાળામાં સુખદશીતળ સ્પર્શવાળી ને તપેલા સુવર્ણરંગી અંગવાળી સ્ત્રી હોય તેનું નામ શ્યામા) છે. વિશાળ સુંદર લોચનવાળીછે

---

૧ પૂર્વમેઘમાં तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठि । मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः॥ श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां । या तत्र स्याद्युवति विषये सृष्टिराद्येव धातुः ॥ આ શ્લોકછે. તેમાંના શબ્દોજ ઉપરના શ્લોકમાં ઉપહાસ કરવા મહાકવિભર્તૃહરિએ લીધેલા હોય એમ જણાયછે વળી આ શ્લોક સાથે स्तनौ मांसग्रन्थी कनककलशावित्युपमितौ मुखं श्लेष्मागारं तदपि च शशांकेन तुलितम् ॥ स्रवन्मूत्रक्लिन्नं करिवरकरस्पर्धि जघनं मुहुर्निन्द्यं रूपं कविवरविशेषैर्गुरु कृतं ॥ આ શ્લોક સરખાવો.

ને કમળજેવા વદનવાળી છે આવાં જૂઠાં જૂઠાં ને ઉંચાં ઉંચાં ( અતિશયોક્તિ ભરેલાં ) અસમાનતાવાળાં વર્ણનો કરી કરી, જીવતર વૃથા ગુમાવી મિથ્યા શ્રમિત બનેછે. કામીજનો કાર્યાકાર્યનો કે યોગ્યાયોગ્યનો વિચાર કરી શકતા નથી એ ભાવછે.

અત્રે અંગાંગીભાવોની-શમના અંગી નિર્વેદની ને નિર્વેદના અંગી અસૂયાની અદ્‌ભુત ખીલવટ છે, અસૂયાનું આલંબન ઉદ્ધત કવિયો અને ઉદ્દીપન વિષયમદછે. તેમણે કરેલાં 'તન્વી' 'શ્યામા' ઇ. અતિશયોક્તિવાળાં વર્ણનો અનુભાવોછે. આથી જાગતો વ્ય. ભાવ તેમના શ્રમ અને જીવને 'મિથ્યા' કથવાથી પ્રતીત થાયછે. વળી આ અંગીભૂત અસૂયાથી નિર્વેદ પણ ખુલેછે 'શ્યામા' તેનું આલંબનછે. સ્તનો 'માંસગ્રન્થી'છે, 'નાળીયેર' નથી. દન્ત હાડકાના કકડાછે પણ શુચિ નથી; આવા અવ્યક્ત સ્ફુરતા વિચારો ઉદ્દીપનછે આમ આલંબન ઉદ્દીપન અને સહકારીભાવે પોષાતો નિર્વેદ શમને પોષી શાન્તરસરૂપ પ્રકટાવેછે. પ્રથમના પદમાં ઉપમા અને ત્રીજા પદમાં રૂપકાલંકાર છે. હરિણીવૃત્ત છે.

---

**यद्येता मदनेषवो मृगदृशश्चेतःकुरंगारयो**
**[1]धीराणामपि नो भवेयुरबलाः संसारमायापुरे ।**
**को नामामृतसागरे न रमते धीरस्तदा निर्मले**
**पूर्णानन्दमहोर्मिरम्यनिकरे रागादिनक्रोज्झिते ॥४१॥**

**આ માયા નગરીમહીં મનમૃગો ડાહ્યાયના ભેદવા,**
**કાન્તા કામશરો ન હોત કદિ તો આહા ! ભલા નિર્મળા !**
**પુર્ણાનન્દતરંગ સુંદર પુર્યા આત્માસુધાસાગરે**
**લ્હેમાં લીન બને ન કોણ? મગરો લોભાદિ જ્યાં નાવસે!!૪૧**

કામશરો—કામબાણો. લ્હેમાં—ધ્યાનમાં

આ ઇ. માયારૂપીનગરીમાં ડાહ્યાજનોનાં મનરૂપી હરણોને હણવામાટે કાન્તા રૂપી કામબાણો ન હોત તો લોભાદિ (આદિશબ્દે મોહ, મદ, કામેચ્છા વિગેરે

---

[1] સરખાવો શૃંગારશતક શ્લોક ૧૧ મો. "कः कुर्वीत शिरः प्रणाममलिनं म्लानं मनस्विजनो यद्वित्रस्तकुरंगशावनयना न स्युःस्मरास्त्रं स्त्रियः"

સમજતાં) મગરો જ્યાં કદિ વસતા નથી એવા સુંદર નિર્મળ અને પૂર્ણાનન્દતરંગોએ ભરેલા આત્મારુપી જ્ઞાનામૃતના સાગરની લ્હેમાં લીન કોણ ન બનત ? સર્વે લીન બનતજ. આ જગતમાં રૂપાળી કાન્તાઓજ સર્વજનોને બંધનું કારણછે. તે જો નહોત તો સર્વજનો બ્રહ્માનંદનો સ્વાદ અનુભવતજ એ ભાવછે.

અહીં શમને પોષનાર બ્રહ્મઉપર રતિનો ભાવ સ્પષ્ટછે. આત્મા તેનું આલંબનછે. સુંદરપણું, પૂર્ણાનન્દતરંગીપણું, સુધાસાગરપણું ને અબાધિતપણું ઉદ્દીપનોછે. આમ રતિનો વ્યક્ત ભાવ પોષાયેલો છે. વળી 'ન હોત કદિ તો' અહીં વિતર્કનો, 'આહા !' શબ્દે હર્ષનો અને 'લ્હેમાં લીન બને ન કોણ?' અહીં ઔત્સુક્યનો ભાવ ચળકેછે. આમ રતિ વિતર્ક, હર્ષ ને ઔત્સુક્યના સહકારીભાવોથી પોષાતો શમ, બ્રહ્માનંદસમા આનંદનું આસ્વાદન કરાવેછે. એકદેશીસાંગરૂપકાલંકાર ને શાર્દૂલવિક્રીડિત છંદછે. ૬

—◦—

[1]बालेयं बालभावं त्यजति न सुदती यत्कटाक्षैर्विशालै-
रस्मान्विभ्रामयन्ती लसदधरदलक्षिप्तचूतप्रवाला[2] ।
नेतुं वाञ्छत्यकामान् स्वसदनमधुना क्रीडितुं दत्तचित्तान्
फुल्लन्नीलोत्पलाभे मुरजिति कमलावल्लभे गोपलीले ॥४२॥

લક્ષ્મીલાલા, ખીલેલાનીલ કમલસમા ગોપિકા વલ્લભે રે,
લ્હેમાં હું લીન; ત્હેને ત્યજી હજી ન જતાં બાલિકા મુગ્ધભાવે?

---

૧ સરખાવો વૈ. શ. ૬૪ મો. बाले लीलामुकुलितममी मन्थरा दृष्टि-पाताः किं क्षिप्यन्ते विरमविरम व्यर्थ एष श्रमस्ते । सम्प्रत्यन्ये वयमुपरतं बाल्यमास्था वनान्ते क्षीणो मोहस्तृणमिव जगज्जालमालोकयामः ॥ વળી તેજ શતકનો ૬૫ મો इयं बाला मां प्रत्यनवरतमिन्दीवरदल प्रभाचोरं चक्षुः क्षिपति किमभिप्रेतमनया ।.

૨ लसदधरदलाक्षिप्तचूतप्रवाला પાઠ મૂળમાં છે. પણ તે અસંગતિ વાળો હોવાથી આ પાઠ સ્વીકાર્યો છે.

**ઓષ્ટો આમ્રપ્રવાલોથી અરૂણ અતિ તે સ્ફુરવી સ્ફુરવીને**
**ક્ષીણા ફેંકે કટાક્ષો મુજમન ભમવી ભોગ ચાહે ચિતે તે !!**

લક્ષ્મીલાલા—રમાકાન્ત, વિષ્ણુ. આમ્રપ્રવાલો—આંબાની કુંપળો.
અરૂણ—રાતા. વલ્લભ—વ્હાલા.

રમાકાન્ત ભગવાન્ શ્રીકૃષ્ણ કે જે વિકસેલા નીલકમલસમી ઘનશ્યામ કાન્તિવાળા અને વ્રજવધૂના વ્હાલા છે, તેમની લ્હેમાં હું લીન બની સંસારનાં ઇંદ્રિયજન્ય સુખોથી કેવળ વીતરાગી થયેલો છું. છતાં આ બાલિકા (પોતાની સ્ત્રી) મ્હને હજી ત્યજી ન જતાં મુગ્ધભાવે પોતાનાં આંબાની કુપળોથી પણ વિશેષલાલાશવાળાં અધરોષ્ટો સ્ફુરાવીને તથા મ્હારા તરફ ક્ષીણા નયન કટાક્ષો ફેંકીને મ્હારૂં મન ભમવી મ્હને પાછો પોતાને ઘેર લઇ જવાને અને મ્હારી સંગે ભોગ વિલાસ માણવાને ચિત્તમાં ચાહે છે. અહો તેની કેવી બાલિશતા છે. હું હવે ફરી વિષય લુબ્ધ થવાનો નથીજ એ ભાવ છે.

વિષયવાસનાથી વિરક્ત થયેલા મહારાજા ભર્તૃહરિનું પોતાની પત્નીને ઉદ્દેશીને આ બોલવું છે જેથી 'બાલા' શબ્દ સહેતુક છે. ભર્તૃહરિ નિર્વેદનાટકકાર હરિહરોપાધ્યાય પણ પોતાના નાટકમાં વિરક્ત નૃપ પસે આવોજ '[1]બાલા' શબ્દ વપરાવે છે. જે આ ઉપરથી સૂચિત હશે. એમ સંપાદક માને છે.

આ શ્લોકમાં કવિરાજે પોતાની રસ સામગ્રીનુ અદ્ભુત સામર્થ્ય દર્શાવ્યું છે ઊત્તરાર્ધમાં નાયક નાયિકા આલંબન છે. બંનેનો મેળાપ; નાયિકા ના આમ્રપલ્લવ સરખા અધરોની સુંદરતા વિગેરે ઉદ્દીપનો છે. અધરકંપ, કટાક્ષવિક્ષેપ ઇ. અનુભાવો નાયિકાનો હૃદયગત રતિ ભાવ સ્પષ્ટ કરે છે. આથી શૃંગારરસ જામતા જાય છે પણ ત્યાં તો કવીશ્વર રસનો [2]રસાભાસ બનાવી દે છે નાયિકાની સુંદરતા તરફ વહેવા જતા રતિના

---

૧ જુઓ અંક ૫ મો શ્લોક ૧૩ મો. " मयं बाला हालाहल बहलमाध्वीकमधुरा. "

૨ જ્યાં નાયક નાયિકાની પરસ્પર પ્રીતિ ન હોય ત્યાં રસાભાસ કહેવાય. (જુઓ સા. દ. કારિકા ૨૪૮ મી) रतौ तथाऽनुभयानिष्ठायाम्.

ભાવને પ્રબલ વિરોધી વાત્સલ્ય ભાવે—" બાલિકા મુગ્ધભાવે " (આપુત્રી મૂર્ખતાએ) આ શબ્દે જાગ્રત થતા ભાવે—રોકી દે છે ને પછી તેજ રતિ ભાવને સુંદર ભગવાન્ વિષ્ણુ તરફ વાળે છે. તેમની ખીલેલા નીલકમળ સમી સુંદરતા ને ' ગોપીવલ્લભે ' સૂચિત થતી પ્રેમાધીનતા ઉદ્દીપન છે. ' રે ' અવ્યય ઔત્સુક્ય સૂચવે છે. ને આમ આલંબન, ઉદ્દીપન ને સહકારી ભાવે પોતાનો રતિ શમ સ્થાયી ભાવનું શાન્તરસરૂપ બનાવે છે. કાવ્યમાં સર્વત્ર માધુર્યનો ગુણ ને ભારતી વૃત્તિ છે. પ્રથમપદમાં ઉપમાલંકાર ને ત્રીજાગાં ઉપમેયથી ઉપમાનનું આધિક્ય વર્ણવતાં વ્યતિરેકાલંકાર છે. સ્રગ્ધરાવૃત્ત છે. ૭

---

**जनयति सुतं कश्चिन्नारी सती कुलभूषणं**
**निरुपमगुणैः पुण्यात्मानं जगत्परिपालनम् ।**
**कथमपि न सा निन्द्या वन्द्या भवेन्महतां यतः**
**[1]सुरसरिदिव ख्याता लोके पवित्रित भूमला ॥ ४१ ॥**

---

[1] સુરસરિ—સુર=દેવ+સરિ=નદી. દેવલોકમાંથી અહીં આવનારી નદી. આ સુરસરિ સંબંધી એવી આખ્યાયિકા છે કે " ચક્રવર્તી સગરરાજાએ અશ્વમેધ યજ્ઞ આરંભ્યો. તેમાં વિઘ્નાર્થે ઇંદ્રે તેનો યજ્ઞીયઅશ્વ હરી જઇ કપિલમુનિના આશ્રમમાં બાંધ્યો. સગરે પોતાના સાઠ હજાર પુત્રોને અશ્વ શોધવા મોકલ્યા. તેમણે સ્વર્ગ ને મૃત્યુલોકમાં શોધ કરી એટલુંજ નહિ પણ પાતાળમાં ગયો હશે એવી શંકાથી ભૂમિ પણ ખોદી નાંખી. એ ખોદાણમાં જળ ભરાયું તે સગરાત્મજોના નામથી સાગર કહેવાય છે. સગરપુત્રોનો આ પ્રયત્ન પણ ફલીભૂત ન થયો. છેલ્લે ધ્યાનનિમગ્ન થયેલા કપિલમુનિ પાસે તેમણે અશ્વ દીઠો. વ્યગ્ર થએલા સગરસુતોએ મુનિને ચોર ધારી હણવા વિચાર કર્યો પણ તેટલામાં તો મુનિના ક્રોધભરિત દૃષ્ટિપાતેજ તેઓ બળી ખાખ થઇ ગયા. અસમંજસનો પુત્ર અંશુમાન્ ને તેનો પુત્ર દિલીપ થયો તે બંનેએ પિતરોના ઉદ્ધાર માટે ગંગાજીને આ લોકમાં લાવવા ઘણા કાળસુધી તપશ્ચર્યા કરી પણ મિથ્યા; તપ તપતાં તપતાંજ શરીરો પડી ગયાં, છતાં ગંગાજી પ્રસન્ન થયાં નહિ ને પિતરોનો ઉદ્ધાર પણ થયો નહિ.

**તળ વિતળ ને પાતાળોનાં બધાં તળ પાવની,**
**સુરસરિ સમી દેવી! સૌ' વંદનીય તમે નકી;**
**નમું નમું સતી નારી! આપે જણ્યા કુળદીપકો,**
**અગણિત ગુણી પુણ્યશ્લોકો ભૂમિ પ્રતિપાલકો. ૪૩**

તળવિતળ—સાત પાતાળના નામ. સુરસરિ—ગંગાજી. વંદનીય—પૂજ્ય. પ્રતિપાલકો—પાલનકરનાર

ઉપરના શ્લોકોમાં સામાન્યપણે સ્ત્રીજાતીનું સ્વાભાવિક કુટિલપણું અને ભવબંધનપણું કહી હવે આ શ્લોકમાં સાધ્વી સ્ત્રીઓની સ્તુતિ કરી તેનો પરિહાર કરે છે.

તળ, વિતળ, અતળ, સુતળ, તળાતળ, મહાતળ ને પાતાળ ઇત્યાદિ સર્વે લોકોને પવિત્ર કરનારી, ભગવતી ભાગીરથી જેવી હે દેવિઓ! તમેતો સર્વેને સદા વંદનીયજ છો. અને તેથી તમને તો હું વારંવાર નમન કરું છું. કારણકે આપે અગણિત ગુણવાળા, પ્રાતઃકાળમાં સ્મરણ કરતાં પણ પવિત્ર થવાય એવા અને ભૂમિનું રક્ષણ કરનાર, મહાત્મા ભીષ્મપિતામહ જેવા કુળદીપકોને જન્મ આપેલો છે. અને તેથી તમે તો સદાસર્વદા વંદવા યોગ્યજ છો. સ્ત્રીજાતિની નિન્દા કરું છું તેમાં હું આપની ગણના કરતો નથી.

---

છેલ્લે દિલીપના પુત્ર ભગીરથ થયા તેમણે ભુવનપાવનીભગવતી સ્વર્ગગંગાને અને પછી રુદ્રને પ્રસન્ન કર્યા. રુદ્રને એટલામાટે કે ગંગાજીનો પ્રબલપ્રવાહ ભૂમિ ઉપર કોઇ સમર્થ ન હોય તો તે સ્વર્ગથી નીચે પડતાં ભૂતલનેભેદી રસાતલમાં ચાલ્યો જાય. પછી સર્વલોકહિતાર્થી સદાશિવે પોતાના જટામંડળમાં ગંગાજીના પ્રબલપ્રવાહને ધારણ કર્યો. ને ત્યાંથી ભગીરથરાજાના વાયુવેગે દોડતા રથપાછળ તે પ્રવાહ વહ્યો. વહેતાં વહેતાં કેવળ ભસ્માવશેષ રહેલા સગરાત્મજોને ગંગામૈયાના જળનો સ્પર્શ થતાંજ સ્વર્ગપ્રાપ્તિ થઇ. અને તેથી ભગીરથની મનકામના પણ સંપૂર્ણ થઇ. ભગીરથના નામપરથી ભુવનપાવની ભગવતી ગંગામૈયાને ભાગીરથી પણ કહે છે. (આ આખ્યાયિકા માટે જુઓ શ્રીમદ્ભાગવત ૯-૯-૧૨ यज्जलस्पर्शमात्रेण ब्रह्मदंडहता अपि । सगरात्मजा दिवं जग्मुः केवलं देहभस्मभिः॥ જેના જલના માત્ર સ્પર્શથીજ, બ્રાહ્મણના શ્રાપે હણાયેલા સગરપુત્રો કે જેઓ કેવળ ભસ્માવશેષજ હતા તેઓ પણ સ્વર્ગમાં ગયા.)

આપનો મ્હારાં સદા પૂજ્ય છો એ ભાવ છે.

સતી સ્ત્રીઓ ઉપર પૂજ્ય ભાવની રતિ અહીં સ્પષ્ટ છે. આલંબન, ગંગાજી અને તેવી બીજી સતી સ્ત્રીઓ છે. ઉદ્દીપન, સર્વલોકને પાવન કરવાની તેમની લોકોત્તર પવિત્રતા, દેવો પણ પૂજે એવી અગાધ પૂજ્યતા, તેમના કુળદીપક પુત્રોની પ્રતિપાલકતા ને મહત્તા છે. અનુભાવ તો નમન કરવા રૂપ સ્પષ્ટજ છે. પ્રથમના પદમાં 'સ્મૃતિ' નો અને 'નમું' શબ્દની દ્વિરૂક્તિથી 'ઔત્સુક્ય' નો વ્ય. ભાવ ખૂલેછે. આમ પોષાતો રતિ, શમનો સહકારી બની શાન્તરસનો આલ્હાદ ઉપજાવે છે. માધુર્ય ને પ્રસાદના ગુણો તથા ભારતી વૃત્તિ છે. હરિણીછંદ છે.

---

किं स्थानस्य निरीक्षणेन मुरजिद्ध्यानाय भूमंडले
भ्रातर्यद्विरतिर्भवेद्दृढतरा [1]स्रक्चन्दनादौ सदा ।
साचैषा यदि नास्ति हन्त सुतरां व्यर्थं तदन्वेषणम्
स्थानस्यानधिकारिणः सुरधुनीतीराद्रिकुञ्जादिषु ॥४४॥

માળા ચંદન આદિ ભોગવિષયે જેને વિરક્તિ સદા,
સ્થાન ધ્યાનનું શોધવા ભૂમિવિષે તેને ન હેતુ જરા;
જે છે ભોગવિલાસમાં લસબસ્યો લોલુપ તેમાં મહા,
તે તો ગંગતીરે ગિરિગહનમાં કે જ્યાં ભમે ત્યાં વૃથા. ૪૪

ચિરક્તિ—વૈરાગ્ય. લોલુપ—ગાઢ આસક્તિવાળો. હેતુ—કારણ. ગિરિગહનમાં—પર્વતની ગુહ્યગુફામાં.

માળા, ચંદન સ્ત્રી વીગેરે ઇંદ્રિયભોગના વિષયઉપર જેના મનમાં સદા વૈરાગ્ય છે એવા પવિત્રચિત્તવાળા અધિકારી પુરૂષને તો ધ્યાન કરવાનું સ્થાન શોધવાનું કંઇ કારણ નથી. તેને તો આ ભૂમિનાં સર્વસ્થાન ધ્યાન કરવાલાયક પવિત્ર તીર્થરૂપજ છે. પરંતુ જે માણસ ભોગના વિલાસોમાં લસબસ થયેલો ને તેનીજ આસક્તિમાં અંધ બનેલો છે તે તો ગંગાને તીરે જાય કે ગિરિગુહ્યગુફામાં જાય, જ્યાં જાય ત્યાં નકામુંજ છે.

---

૧ स्रक्चन्दनादौ તથા सा चैषा પાઠોને સ્થાને यस्यस्रगादौ તથાતસ્યૈષા પાઠો હતા. અન્વયવ બેસાડવા આ પાઠો સ્વીકાર્યાછે.

એટલે કે સાધનસંપત્તિવાળો અત્યંત વિશુદ્ધસાધક કે જેનું ( यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ) 'જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિજ છે' એવા જનને તીર્થસ્થાન શોધવાની કાંઈ જરૂર નથી. તેમ સાધનસંપત્તિ વિનાના અનધિકારી જનને પણ ગંગાતીરે કે ગિરિની ગુફાઓમાં જવાથી કાંઈ લાભ થનો નથી. કારણ અનધિકારી જન ગંગાતીરે જશે તો તીર્થ કરવા આવતાં અનેક જનોને જોઈ તેની વિષયવાસના વધારે તરંગે ચઢશે ને પછી તીર્થસ્થાને કરેલું પાપ વજ્ર લેપ થાશે; વળી ગિરિ ગુફામાં જશે તોપણ તેને નુકસાનજ છે, જન સમૂહમાં રહેતાં લોકલજ્જાનો ભય વિષય વાસના ઉપર અંકુશ રૂપ રહેશે ને ગિરિ ગુફાની એકાંતમાં તો તે અંકુશ ટળી જતાં વિષયવાસના નિરંકુશ બનશે અને પછી ગિરિમાં ભમતાં હલકાજનોના સંસર્ગે તે વધારે દૂષિત થશે. તાત્પર્ય કે અધિકારીજનને જેમ તીર્થસ્થાન લાભકારી નથી તેમ અનધિકારીજનને પણ લાભકારી નથીજ.

અત્રે શમનો સ્થાયીભાવ સ્પષ્ટ છે. રતિ ને અસૂયાના વિરોધીભાવો તેને પોષે છે. રતિનો વ્ય. ભાવ, સાધન સંપન્નજન રૂપ આલંબન, વિષય નિવૃત્તિ રૂપ ઉદ્દીપન ને ધ્યાનનું સ્થાન શોધવારૂપ અનુભાવે પુષ્ટ થાય છે. અસૂયાનો ભાવ, મલિનજન આલંબન વિષય વાસના રૂપ ઉદ્દીપન વગેરેથી પ્રકાશિત થઈ, " જ્યાં જ્યાં ભમે ત્યાં વૃથા " ના પરૂષોચ્ચારે દૃશ્ય થાયછે. આમ બે વિરોધીભાવો સ્થાયીને સહકારી બનાવવામાં કવિનું ચાતુર્ય ચળકે છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૯

जानन्नेव करोति कर्म बहुलं दुःखात्मकं प्रेरितः
केनाप्यप्रतिवाच्यशक्तिमहिना[1] देवेन मुक्तात्मना ।
सर्वज्ञेन हृदि स्थितेन तनुमत्संसाररंगांगणे
मायाबुद्धिनटीविनोदननिपुणो नृत्यन्ननंगप्रियः ॥ ४९ ॥

ઐશ્વર્યેથી અમાપ, અંતર વસ્યા, સર્વજ્ઞ કો ઇશના,
યંત્રે પ્રેરિત જીવ સૌ દુખભર્યાં કર્મો પિછાણ્યા છતાં;

1 महि મહત્વ કે મ્હોટાઇ. महिमहिमान्. વળી શ્રીધર પણ શ્રીમદ્ ભાગવતની ટીકામાં લખે છે કે " नेशे महित्व वासितुं मनसान्तरेण "

**કામાસક્ત વિલાસ લાલસુ બની ઘેલીમતિનર્તકી**
**સંગે આ ભવરૂપ રંગભૂમિમાં નાચેછ કૂદી કૂદી. ૪૫**

શ્રીમદ્ભગવદ્ગીતા અ. ૧૮ શ્લોક. ૬૧ માનું આમાં વિસ્તારથી નિરૂપણ કર્યું છે. શ્રી. ભ. ગી. માં ગાયું છે કે **ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया )** "હે અર્જુન! સર્વ પ્રાણીઓના હૃદયભાગમાં ઇશ્વર વસે છે. અને યંત્રમાં રહેલાં સર્વ પ્રાણીઓને માયાથી ભમાવે છે."

૧કોઇ અગમ્ય ઇશ કે જેને ચક્ષુ, વાણી કે મન કાંઇ પ્હોંચી શકતું નથી તથા જે અકથ, અમાપ ઐશ્વર્યવાળા છે તેમની પ્રેરણાથી યંત્રમાં (શરીરમાં) પ્રેરાયેલા ૨જીવો સંસારનાં કર્મો દુઃખભરેલાં છે એમ પિછાણે છે છતાં કામાસક્ત ને વિષયલાલસુ બની, પોતાની મદે છકેલી ને ઘેલી મતિરૂપીનર્તકી (નાચનારી કૂલટા સ્ત્રી) સાથે આ સંસારરૂપી રંગ ભૂમિમાં કૂદી કૂદી નાચે છે અને આ તથા હવે પછીના ભવમાં પોતાને પીડનારાં પ્રારબ્ધોના સંસ્કારો સંગ્રહે છે.

ઇશ્વર વિષયે રતિનો ભાવ અત્રે સ્પષ્ટ છે. ઇશ આલંબન છે, તેમની સર્વજ્ઞતા, ભૂતમાત્રોને યંત્રમાં પ્રેરી નૃત્ય કરાવવાની નિયંતૃતા, અગમ્ય કુશળતા અને અમાપ ઇશ્વરતા ઉદ્દીપનો છે. આથી પરિપોષિત થતો રતિ શમને પ્રકાશિત કરે છે. સંસારને રંગ ભૂમિનું ને મતિને નર્તકીનું રૂપક આપવાથી એક દેશી સાંગરૂપકાલંકાર છે. શાર્દુલવિક્રીડિત છંદ છે. ૧૦



૧ સરખાવો केनोपनिषत् પ્રથમખંડ. न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो न विद्मो (ત્યાં ચક્ષુ પ્હોંચતી નથી, વાણી પ્હોંચતી નથી ને મન પણ પ્હોંચતું નથી જેથી અમે જાણી શકતા નથી.) આમ હોવાથી ભાષાન્તરના પદબંધમાં 'કો' પદની સાર્થકતા છે.

૨ छान्दोग्योपनिषत्માં શ્રુતિ છે કે तत सृष्ट्वा तदेवानुप्राविशत् अनेन जीवेनात्मनानुप्रविश्य ઇ. (તે જગતને સરજીને આ જીવવડે તેમાંજ પ્રવેશ કરતા હતા.)

कर्तव्यं न करोति बंधुभिरपि स्नेहात्समभिबोधितः
कामित्वादवमन्यते[1] हितमतं धीरोप्यभीष्टं नरः ।
निष्कामस्य न विक्रिया तनुभृतो लोके क्वचिद्दश्यते
यत्तस्मादिदमेव[2] मूलमखिलानर्थस्य निर्धारितम् ॥४९॥

વ્હાલાં વ્હાલ કરી કરી વિધવિધે વેગેથી વારે છતાં,
કામે લુબ્ધ થતાં વિવેકી પણરે ! કર્તવ્યને ત્યાગતા;
ચિત્તે વિકૃતિનીકૃતિ નવ બનેનિષ્કામીને તો કદા,
નક્કી સર્વ અનર્થમૂળ સમજું આ કામની વાસના. ૪૯

કર્તવ્ય—કરવાયોગ્ય. વિકૃતિનીકૃતિ—વિકારનું કામ. નિષ્કામી—કામ રહિત. અનર્થમૂળ—નઠારાં ફળનું કારણ.

સારાસારનો વિચાર કરી શકે એવા વિવેકીજનો પણ જ્યારે મદનવશ થાયછે ત્યારે તેમનાં સગાંવ્હાલાં વિધવિધ વ્હાલથી ને વખ્તે વેગે (ગુસ્સા) થી વારેછે છતાં તે હિત કર્તવ્યો ત્યાગેછે ને અહિતમાં ઉતરેછે; પરંતુ જે કામના રહિતછે તેમને ચિત્તે તો કયારે આવા વિકારનું કાર્ય થતું નથી તેઓ તો કરવાયોગ્ય કામ છોડતા નથી ને ન કરવા યોગ્યમાં દિલ જોડતાનથી આ ઉપરથી નક્કી થાયછે કે, માણસોને અવળામાર્ગમાં દોરનાર ને દુઃખમાં જોડનાર કામવાસનાજ પ્રબલકારણ રૂપછે. તેને ત્યજવાથીજ સુખ થશે એ ભાવ છે.[3]

---

૧ મૂળમાં अभिमन्यते પાઠછે પણ સંપાદકની સૂચના પ્રમાણે अवमन्यते પાઠ ઠીક લાગતાં તે સ્વીકાર્યો છે.

૨ મૂળમાં अयमेव પાઠ છે પણ તે સ્થળે इदमेव પાઠની સુસંગતિ હોતાં તે યોજ્યો છે.

૩ યોગવાસિષ્ઠકાર પણ આમજ કહેછે કે, बंधो हि वासनाबंधो मोक्षः स्याद्वासनाक्षयः । वासनास्त्वं परित्यज्य मोक्षार्थित्वमपि त्यज ॥ (વાસના બંધાવી એજ ભવમાં બંધન કારી છે ને વાસનાનો ક્ષય તેજ મોક્ષ છે, માટે વાસનાનો ત્યાગ કરી મોક્ષેચ્છારૂપ વાસનાનો પણ ત્યાગ કરવો.) મુણ્ડકોપનિષતમાં કહ્યું છે કે कामान् यः कामयते मन्यमानः स कामभिर्जायते

અત્રે શમને પોષનાર ગ્લાનિનો સહચારીભાવ છે. તેનુ આલંબન કામવાસના છે, ઉદ્દીપન, કર્તવ્ય ત્યજાવી જનોને લુબ્ધ બનાવવારુપ તેની પ્રબલતા છે. આમ જામતો ગ્લાનિનો ભાવ વિવેકીને અજ્ઞાને વિશેષ પોષિત બનેછે ને 'રે' શોકોદ્દગારે પ્રકટ થાયછે. ત્રીજાપદમાં 'કદા' શબ્દમાં નિશ્ચયનો ભાવછે આમ શમ પુષ્ટ થયોછે. છેકાનુપ્રાસ, લાટાનુપ્રાસ ને અર્થાન્તરન્યાસ અલંકારો પણ છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૧૧.



**यदा देवादीनामपि भवति जन्मादि नियतं**
**महाहर्म्यस्थाने ललितललनालोलमनसाम् ।**
**तदा कामार्तानां सुगतिरिह संसारजलधौ**
**निमग्नानामुच्चै रतिविषयशोकादिमकरे ॥ ४७ ॥**

**વરાંગી વામામાં શિતળ શુભ હર્મ્યસ્થળપરે,**
**[1] થયે નીચી વૃત્તિ અમર પણ જન્મસ્થિતિ ધરે;**
**ભવાબ્ધિ જ્યાં પ્રીતિ વિષય મગરાદિ તરવરે,**
**અરે ત્યાં ડુબેલા સ્મરદુખી જનો શું સુગતિ લે? ૪૭**

વરાંગીવામા—સુંદરઅંગવાળી સ્ત્રી. હર્મ્યસ્થળ—મંદિરની અગાસિ.

तत्र तत्र पर्याप्तकामस्य कृतात्मनस्त इहैव सर्वे प्रविलीयन्ति कामाः જે દુષ્ટ વિષયોને ચાહેછે ને તેના ગુણોનું ચિંતવન કરેછે તે માણસ તે કામ્ય પદાર્થો સાથે ત્યાં ત્યાં જન્મેછે. પરંતુ જેની કામવાસનાઓ તૃપ્ત થયેલી છે એવા કૃતકૃત્ય જનોની તો આ શરીરમાંજ સર્વે વિષયેચ્છાઓ લય પામે છે. શ્રી કઠોપનિષત્માં પણ છે કે यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः। अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते જ્યારે એની બુદ્ધિને આશ્રયે રહેલા સર્વે સંકલ્પો ત્યજાય છે ત્યારે તે અમર બને છે ને અહીંઆંજ બ્રહ્મપદ પામે છે.

૧ આવાજ વિચારને મળતો મહા કવિ શેકસપિયરનો આ વિચાર જુઓ.

... Fling away ambition ;
By that sin fell the angles.

નીચીવૃત્તિ—ભોગની ઇચ્છા. સ્મરદુખી—મદનપીડિત.
સુગતિ—મોક્ષ

વિષયવાસના એજ સંસારમાં ભ્રમણ કરનારી છે. તેનું આમાં કથન છે. જેઓને મુક્તિ પામવાનું કાર્ય માનવો કરતાં સુલભ છે એવા અમરો (દેવો) ને પણ સુંદરમંદિરોની અગાશિયોમાં સુંદરાંગી સ્ત્રીઓની ભોગેચ્છા થાય તો જન્મ મરણના ચક્રમાં પડવું પડેછે. તો આ મૃત્યુલોકના મનુષ્યો જે ભવસાગરમાં ગાઢ ડૂબેલા છે, તેમાં તરવરતા પ્રીતિ ભોગ વગેરે મગરોથી ઘેરાયેલા છે ને સદાકાળ કામવાસનાથી દુઃખી થયેલાછે તે તો મોક્ષ ક્યાંથીજ મેળવી શકે! કામવાસનાથી દેવોની દુર્ગતિ થાયછે તો માનવીની સુગતિ ક્યાંથીજ થાય! નજ થાય એ ભાવ છે.

કામવાસનાની નિસ્સારતા અત્રે આલંબન છે, દેવોની દુર્ગતિ ઉદ્દીપન છે, અને 'અરે' શબ્દે સૂચિત થતો વિષાદનો ભાવ સહકારી થાય છે. વિષયમકરોની તરવરવારુપ દારૂણતા ત્રાસ નામે ભાવને સૂચવે છે. આવી સામગ્રીથી શાન્તરસ જામે છે. ઉત્તરાર્ધમાં રૂપલંકારછે શિખરણીછંદછે. ૧૨

**न जानीषे [1]चेतः कचिदपि हितं लोकमहितं**
**भ्रमद्भोगाकांक्षाकलुषिततया मोहबहुले ।**
**जगत्यत्रारण्ये प्रतिपदमनेकापदि सदा**
**हरिध्याने व्यग्रं भव सकलतापैककदने ॥ ४८ ॥**

**ભરી ભોગેચ્છાની મલિનમતિ ઓ મૂર્ખ મનડા!**
**ભવારણ્યે ભૂલ્યો પદપદ વિપત્તિ સહી સદા;**
**અહા! ના પીછાણ્યું અહિત હિત કર્મો પણ કદા?**
**હરિ લ્હેમાં લાગે દુખદહન તે સર્વભવના. ૪૮**

ભોગેચ્છા—વિષયલાલસા. પદપદ—ડગલેડગલે. અહિતકર્મો—નુકસાનકે ફાયદાકારી કામો. કદા—ક્યારે. લ્હેમાં—લગનીમાં.

---

૧ મૂળમાં मूर्ख પાઠ છે પણ કેવળ વિશેષણે અન્વય બેસતો નહિ હોવાથી વિશેષ્ય चेतः પાઠ સ્વીકાર્યો છે.

હે મૂર્ખમનડા! તું વિષયલાલસાની મલિનમતિ ધરી, સંસારરૂપ અરણ્યમાં ભૂલો પડયો, ત્હેં ડગલે ડગલે અનેક દુઃખો વેઠયાં, ને તું તમ(મોહ)માં ભટકાયો. અહા પ્રભુ! હજી પણ આ કર્મ અહિતકારી છે ને આ કર્મ હિતકારી છે તે તું પિછાણતો નથી. માટે હવે સર્વભવનાં દુઃખદહન કરનાર હરિની લગનીમાં તું લાગ. એમાંજ ત્હારૂં હિત (કલ્યાણ) છે.

અહીં સાંસારિક વિષયોની નિસ્સારતા આલંબન છે. મતિની મલિનતા, ભવારણ્યની દુઃખમયતા ને પ્રભુની દુઃખભંજકતા ઉદ્દીપનો છે. 'મૂર્ખ' શબ્દમાં ઉગ્રતાનો, 'અહા' શબ્દમાં ગ્લાનિનો અને છેલ્લાપદમાં ઈશ્વરવિષયે રતિનો ભાવ ખીલેલો છે. ને આ સર્વેથી શાન્તરસ જામે છે. ભવને અરણ્ય કલ્પવામાં નિરંગરૂપલંકાર છે. શિખરિણી છંદ છે. ૧૩.

---

**सद्वंशो गुणवानहं सुचरितः श्लाघां करोत्यात्मनो**
**नीचानां विदधाति च प्रतिदिनं सेवां जनानां द्विजः ।**
**यो[1] वित्तस्य जिघृक्षया स च कुतो नो लज्जते सज्जना-**
**ल्लोभान्धस्य नरस्य नो खलु सतां दृष्टं हि लज्जाभयं ॥४९॥**

**'હું સદ્ધર્મી ગુણી કુલીન દ્વિજ' એ પોતે પ્રશંસા કરી,**
**નિત્યેનિત્ય નીચોની અર્થઅરથે પંડે કરે ચાકરી;**
**લક્ષ્મીલાલચમાં લચુપચુ બની નિર્લજ્જ થૈ તે ફરે,**
**લેશે લાજ લહે ન સજ્જનનીએ લોભાન્ધ લોકો ખરે.૪૯**

અર્થઅરથે—પૈસાની પ્રાપ્તિમાટે. લેશે—જરાપણ.

લોભીલોકો કેવા નિર્લજ હોય છે તેનું આમાં વર્ણન છે. કહેછે કે; "લોભીમાણસ હું સુધર્મી છું, હું ગુણવાન છું, હું કુળવાન બ્રાહ્મણ છું" આવા પ્રકારની પોતાની પ્રશંસા પંડેજ કરે છે અને પછી પૈસાની પ્રાપ્તિ માટે નીચોની ચાકરી પણ પ્રતિદિન પડેજ કરે છે વળી લક્ષ્મીની લાલચમાં લદબદ થઇ તે નિર્લજ થઇને ફરે છે. અરે! નક્કી સમજાય છે કે લોભાન્ધ લોકોને સજ્જનની એ જરા લાજ લાગતી નથી. લોભિયા લોકો લાજ વિનાનાજ હોય છે એ ભાવ છે.

---

૧ આ સ્થળે ભ્રમથી यावित्तस्य પાઠ લીધો છે પણ તેથી અર્થસંગતિ થતી નથી; માટે આમાં वित्तस्य પાઠ સ્વીકાર્યો છે.

આમાં લોભવાસના પ્રતિ અસૂયાનો ભાવ સ્ફૂરેલો છે. તેનું આલંબન લોભીજન છે. ઉદ્દીપન આત્મશ્લાઘારૂપ મિથ્યાભિમાનીત્વ, અર્થઅર્થે નીચોનું દાસત્વ, તથા તેની નિર્લજ્જતા છે. આમ પોપાતો અસૂયાનો ભાવ 'અરે' અંત્યપદે પ્રકટ થાય છે, ને શમને સહાયકારી બને છે. વૃત્યનુપ્રાસ ને અર્થાન્તરન્યાસ અલંકારો છે. શાર્દૂલવિક્રીડિતછંદ છે. ૧૪.

**नान्नं जीर्यति किञ्चिदौषधबलं नालं स्वकार्योदये**
**शक्तिश्चंक्रमणे न सन्ति जरया जीर्णीकृतायां तनौ ।**
**अस्माकं त्वधुना न लोचनबलं पुत्रेति चिन्ताकुलो**
**ग्लायत्यर्थपरायणोऽतिकृपणो मिथ्याभिमानी गृही॥५०॥**

**બચ્ચા! હા અફસોસ અન્ન અમને કોઠે પચે ના જરા,**
**શક્તિમાન બન્યાં ન ઔષધ અરે પોતાતણા કાર્યમાં;**
**નેને ના નિરખાય, હાય! ચરણે આયે રહી ના અહો,**
**ચિંતા એવી કરીકરી ઝુરીમરે લોભી ગુમાની જનો. ૫૦**

આયે—શક્તિ પણ.

બચ્ચા! અફસોસ! વૃદ્ધાવસ્થાથી શરીર ઘસાઇ જતાં અમને અન્ન લગારે પચતું નથી. ઔષધ પોતાનું કામ કરવા શક્તિમાન થતું નથી. આંખમાં પણ બળ રહ્યું નથી. અને હાલવા ચાલવાની શક્તિ નથી. એના એ શોચમાં પૈસાજ એકઠા કરવામાં જેણે આયુષ્ય ગાળ્યું છે એવો મખ્ખીચૂસ મિથ્યાભિમાની ગૃહસ્થ ઝુરીઝુરીને મરે છે. અર્થાત્ **जीर्यन्ती जीर्यतः केशाः दन्ता जीर्यन्ती जीर्यतः जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यती** (જીર્ણ થનારના કેશ અને દાંત જીર્ણ થાય છે, પણ જીવનની ને ધનની આશા તો જીર્ણ થનારની પણ જીર્ણ થતી નથી; ઉલટી તે તો તરુણ થાયછે [1]) એ ભાવ છે.

---

૧ જુઓ વૈ. શ. શ્લોક ૧૪ મો. बलिभिर्मुखमाक्रान्तं पलितैरंकितं शिरः । गात्राणि शिथिलायन्ते तृष्णैका तरुणायते. ( કરચલિઓથી મુખ છવાયું, પળીવડે માથું ધોળું થયું ને ગાત્રો શિથિલ થયાં પણ એક તૃષ્ણા પ્રતિદિન યુવાન થાય છે. )

આમાં લોભપ્રતિ વિષાદનો વ્ય. ભાવ છે. લોભીજન આલંબન છે. તેની અંધતા, નિર્બળતા ને વૃદ્ધતા ઉદ્દીપન છે. વળી પ્રથમ પદમાં ગ્લાનિ, ત્રીજામાં વ્યાધિ, ચિંતા દૈન્યના વ્ય. ભાવો છે. આવી સામગ્રીથી ખીલી નિકળતો વિષાદ 'અહો' શબ્દે પ્રદર્શિત થાય છે, ને હૃદયગત નિર્વેદને પોષે છે. 'અમારાં' શબ્દનો બહુવચનનો પ્રયોગ લોભીજનનું મિથ્યાભિમાન સૂચવે છે. પ્રસાદ ગુણ ને શાર્દૂલવિક્રીડિતછંદ છે. ૬૫.



**अद्य श्वो वा मरणमशिवं[1] प्राणिनां कालपाशै-**
**राकृष्टानां जगति भवतो नान्यथात्वं कदाचित् ।**
**यद्यप्येवं न खलु कुरुते हा तथाप्यर्थलोभं**
**हित्वा प्राणी हितमवहितो देवलोकानुकूलम् ॥ ६६ ॥**

**આજે કાલે સકળ જીવને મૃત્યુ મ્હોમાં જવાનું,**
**ઉત્પત્તિથી મરણ વિણના અન્ય કાંઇ થવાનું;**
**તે સૌ જાણે પણ નહિ કરે લક્ષ્મીનો લોભ ત્યાગી,**
**ઉચ્ચ સ્થાને ગમન કરવા હિતકર્મો અભાગી.**

ઉચ્ચસ્થાને—દેવલોક કે બ્રહ્મલોકમાં. હિતવિધિ—સત્યકાર્યો.

કાળપાશે વિંટાયેલા જગતમાંના સકળ જીવોને આજે કે કાલે મૃત્યુ મ્હોમાં જવાનું નક્કી છે, વળી ઉત્પતિમાંથી મરણ વિના બીજું કાંઇ નીપજવાનું નથી એ પણ નક્કીજ છે. આ વાત સૌ જાણે છે છતાં અભાગિયા જનો લક્ષ્મીનો લોભ ત્યજી દેવલોકાદિ ઉચ્ચસ્થાનમાં જવા માટે સત્કાર્યો કરતા નથી એ આશ્ચર્યની વાત છે.

'મૃત્યુમ્હોમાં જવા' રૂપ નશ્વરતા અત્રે આલંબન છે. વિષાદનો વ્ય. ભાવ મરણના અનન્યથાના વિચારે ઉદય પામે છે ને મન્દાક્રાન્તાના અનુકૂળરાગે પોષાતો ભાસે છે. મૃત્યુનો નિશ્ચય જાણતાં છતાં પ્રાણીની અવિવેકી રીતિ 'અસૂયા' ના ભાવને જન્મ આપે છે ને તે ભાવ પ્રાણીઓને 'અભાગી' કથવાથી પ્રતીત થાય છે. શ્લોકાંતમાં મંદ થતો મંદાક્રાન્તાનો સુર

---

૧ મૂળમાં आशिवमाणिनां પાઠ છે, પણ તેથી બરાબર અન્વય થઇ શકતો નથી જેથી આ પાઠ સ્વીકાર્યો છે.

અસૂયાનું શમન કરી વિષાદનો પ્રાદુર્ભાવ કરતો ભાસે છે. એથી શગ પોષાય છે. મન્દાક્રાન્તા વૃત્ત છે. ૫૧.

रे रे [1]वित्तमदान्धमोहबधिरा [2]मिथ्याभिमानोद्धता
 व्यर्थेयं भवतां धनावनरतिः संसारकारागृहे ।
बद्धानां निगडेन गात्रममतासंज्ञेन यत्कर्हिचित्
 देवब्राह्मणभिक्षुकादिषु धनं स्वप्नेऽपि न व्येति वः ॥५२॥

રે રે વિત્તમદથી અંધ બનિયા, મિથ્યાભિમાને છક્યા,
 ગાઢા ગાત્રમમત્વબંધથી કસ્યા, સંસારકેદે વસ્યા;
દેવબ્રાહ્મણ ભિક્ષુકે ધન કદિ સ્વપ્નેય ના ખર્ચતા,
 આ નિસ્સારભવે સીંચો ધન બધું મિથ્યા અરે જીવડા! ૫૨

ગાત્રમમત્વબંધ—'શરીર મ્હારું છે એવું અજ્ઞાનરૂપી બંધન' સીંચો—એકઠું કરો.

'આ શરીર મ્હારૂંજ છે' આવા અજ્ઞાનરૂપ બંધને બંધાયેલા, દ્રવ્યના મદથી અંધબનેલા, મિથ્યાભિમાને છકેલા ને સંસારરૂપી કેદમાં પડેલા રે લોભી જીવડાઓ! તમે દેવબ્રાહ્મણ કે ભિક્ષુકોને માટે સ્વપ્નમાં પણ ધન ખરચતા નથી ને આ નિસ્સાર ભવમાં કેવળ સંચયજ કર્યાં કરોછો તે બધું નકામું છે. પૃથ્વીમાં દટાએલાં સોનાં રુપાં ને જવાહીર નકામાં છે તેમ તમારું ધન પણ તેવુંજ છે. તાત્પર્ય કે દાન કરવું એ દ્રવ્યનો હેતુ છે. સંચય કરવો એ નહિ.

અહીં ધનની અસારતા આલંબન છે. સ્વાભિમાને બધે બંધાયેલા જીવડા ઉપર અસૂયાનો વ્ય. ભાવ તેના દોષ કથવાના અનુભાવે સ્પષ્ટ બને

---

૧ મૂળમાં चित्त પાઠ છે પણ તે ભૂલ ભરેલો હોવાથી वित्त પાઠ સ્વીકાર્યો છે.

૨ मिथ्याभिमानोद्धता પાઠમાં સંપાદક 'અસાધુતા' નો દોષ આરોપી मिथ्याभिमानोद्धतता વાપરવાનું સૂચવે છે પણ તે શબ્દ વાપરતાં પણ 'ગણદોષ' આવે છે માટે મૂળનો પાઠજ કાયમ રાખ્યો છે.

છે. છેલ્લાપદમાં દ્રવ્યની નિસ્સારતા બતાવવા વાપરેલો 'મિથ્યા' શબ્દ મતિનામના ભાવનું સૂચન કરે છે. આ ભાવ અસૂયાનો ઉપશમ કરી દીન અજ્ઞાનીના અજ્ઞાન પ્રતિ દયા ઉપજાવી વિષાદ નામના ભાવનો ઉદય કરે છે. એ વિષાદ 'અરે જીવડા!' ના દીર્ઘોચ્ચારણમાં પ્રતીત થાય છે. આમ અસૂયાની ચંડતાથી આરંભાતું કથન, વિપર્યય પામી વિષાદની મૃદુતામાં શમે છે ને શમનું પોષણ કરે છે. એ કવિના ભાવોલ્લાસની અદ્ભુત સામગ્રી સૂચવે છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૧૭

---

[1]नाभ्यस्तो धातुवादो न च युवतिवशीकारकः कोप्युपायो
 नो वा पौराणिकत्वं न सरसकविता नापि नीति र्न गीतिः।
तस्मादर्थार्थिनां या न भवति भवतश्चातुरी कापि विद्वन्
 ज्ञात्वेत्थं चक्रपाणेरनुसर चरणाम्भोजयुग्मं विभूत्यै ॥८३॥

સંગીતાદિ ન શીખ્યો, સરસ કવિ બન્યો ના, ન નીતિ નિહાળી
 તંત્રો મંત્રો ન જાણ્યા રમણી વશ કરી, ના બન્યો તું પુરાણી,
ધાતુવિદ્યા કળા જે ધન ગ્રહણ તણી લેશમાત્રે ન જાણે,
 માટે શાણા! પ્રભુના ચરણકમલમાં લાગી કલ્યાણ માણે. ૫૩

રમણી- સ્ત્રી. ધાતુવિદ્યા-કિમિયો.

સંગીત શાસ્ત્ર, ગાયન વિદ્યા વગેરે તું શીખ્યો નથી, સરસ કવિ બની શૃંગારાદિ રસસ્રાવણી કવિતા બનાવનાર તું થયો નથી, નીતિ શાસ્ત્ર ત્હેં નિહાળ્યાં નથી. રમણીને વશ કરનારી મંત્ર કે તંત્ર વિદ્યા તું જાણતો નથી પુરાણો પિછાણ્યાં નથી તેમ કિમિયાની વિદ્યા કે ધનગ્રહવાની (ભીખ માગીને કે કોઇ અન્ય કળાએ પૈસો સંપાદન કરવાની) જે કળા છે તે પણ તું જાણતો નથી માટે હે શાણા જન! હવે તું પ્રભુના ચરણ કમલમાં લીન થઇ જીવનની સફળતા કર.

---

૧ સમાનતાપણા માટે સરખાવો વૈ. શ. नाभ्यस्ता भुवि वादिवृन्ददमनी विद्या विनीतोचिता અને न नटा न विटा न गायका न परद्रोहनिबद्धबुद्धय: આ શ્લોકો.

સંસારનાં યત્ કિંચિત્ સુખ મેળવવાનું એક પણ સાધન પોતાની પાસે ન જોવાથી ઊપજેલો વિષાદ સ્પષ્ટ છે. છેલ્લા પદમાં વિષાદને શમાવતો 'પ્રભુપદકમલે' લાગવારૂપ રતિનો સંચારી ભાવ સ્ફુરેલો છે. આમ વિષાદ ને રતિ શમના સહકારી બની શાન્તરસ જમાવે છે. પ્રસાદ ગુણ સ્પષ્ટ છે. સ્રગ્ધરાવૃત્ત છે.

---

**अर्थेभ्योऽनर्थजातं भवति तनुभृतां यौवनादिष्ववश्यं**
**पित्राद्यैरर्जितेभ्योऽनुपकृतिमतिभिः स्वात्मना[1] वार्जितेभ्यः।**
**यस्माद्दुःखाकरेभ्यस्तमनुसर सदा भद्र लक्ष्मीविलासं**
**गोपालं गोपकान्ताकुचकलशतटीकुंकुमासंगरंगम् ॥ ९४ ॥**

**સ્વાર્થી લોભી મતિથી વડિલ અગર ત્હેં દ્રવ્ય સંચ્યુ હશે જે,**
**[2]હાનિ ઘેલીજુવાની મહીં અધિક થશે દુઃખખાનિ ધને તે;**
**તેથી રાસે વિલાસે રમઝટ રમતી ગોપીના કુચ કુંભે,**
**આલિંગી કુંકુરંગે નિજ ઉર રસતા સેવ તું શ્રીપતિને. ૫૪**

વડીલ—પૂર્વજો. ખાનિ—ખાણ. રસતા—રંગતા. શ્રીપતિ—લક્ષ્મીનાથ.

કેવળ સ્વાર્થમયી લોભીમતિથી ત્હારા પૂર્વજોએ અને ત્હેં જે કાંઈ દ્રવ્ય સંચ્યું હશે તેનું રક્ષણ કરતાં, વ્યય કરતાં કે વૃદ્ધિ કરતાં ઉપજતા ત્રાસ ચિંતા, ભ્રાન્તિ, દોંગાઇ, દાંભિકતા, મદ, કામ, ક્રોધ, કપટ, અવિશ્વાસ, વૈર, વ્યસન વગેરે અનેક દુર્ગુણોથી હે ભાઇ! તે દ્રવ્ય તને આ લોકમાં પરિતાપ કરાવનારું ને મરણ પછી નરકે લઇ જનારું થશે. માટે હે ભાઇ! આવા અનર્થકારી દ્રવ્યને ત્યજી વૃંદાવનવિપિને રાસકેલિમાં રમઝટ રમતી ગોપીઓના કુચકુંભસંગે આલિંગન કરી કેશરને રંગે પોતાનું હ્રદયકમળ રંગતા રમાકાન્તને ભજ. ધનૈષણા છોડી ધ્યાનમગ્ન થા.

---

૧ મૂળમાં स्वात्मनैव પાઠ હતો પણ તે અસંગત હોતાં स्वात्मना वा પાઠ લીધો છે.

૨ દ્રવ્યથી થતિ હાનિ માટે વિદ્યારણ્ય મુનિનો આ શ્લોક જુઓ.

अर्थानामर्जने क्लेश स्तथैव परिपालने ।
नाशे दुःखं व्यये दुःखं धिगर्थान् क्लेशकारिणः ॥

પૂર્વાર્ધમાં દ્રવ્યની નિસ્સારતા શમનું આલંબન છે. ઉત્તરાર્ધમાં ઈશ્વિર વિષયે રતિનો સંચારી ભાવ છે. શ્રીકૃષ્ણ તેનું આલમ્બન છે. ને તેમનો વિલાસ તથા હૃદયરાગ ઉદ્દીપન છે. 'રંગે નિજ ઉર રસતા' કથવામાં ભક્તોની ભક્તિ માટે પોતાના હૃદયમાં અનુરાગ ભરેલો છે. એમ કથવાનો આશય જણાય છે. આખા શ્લોકનુ તાત્પર્ય એવું પણ સમજી શકાય કે લક્ષ્મીનું શરણુ ગ્રહવા કરતાં લક્ષ્મીપતિનું શરણુ ગ્રહવું શ્રેયસ્કર છે. માધુર્યનો ગુણુ ને સ્ત્રગ્ધરાવૃત્ત છે. ૧૯.

---

**માદ્યત્તાર્કિકતાન્ત્રિકદ્વિપઘટાસંઘટ્ટપઞ્ચાનન-**
**स्तद्वद्दप्तकृतान्त[1] वैद्यककलाकल्पोऽपि निष्किंचनः ।**
**पत्र क्वापि [2]धनाशया कृशतनुर्भूपालसेवापरो**
**जीवन्नेव मृतायते किमपरं संसारदुःसागरे ॥ ५५ ॥**

કલ્પદ્રુમ કલાતણા, મદભર્યા જ્યોતિષિ ધન્વંતરી,
તંત્રે તંત્ર પ્રવીણુ, તાર્કિકમહીં નૈયાયિકે કેશરી;
તે સૌ' દ્રવ્યની આશથી કૃશ થઇ સેવેછ ભૂપાલને,
જીવે મૃત્યુસમાન એજ ગતિ હા સંસારને સાગરે. ૫૫

કલ્પદ્રુમ—મનવાંછિત ફળ આપનાર સ્વર્ગનું એક વૃક્ષ.

સંસારમાં વિદ્વજ્જનોને પણ સેવાપર થવુ પડે છે તે નિહાળી આમાં શોચ કરેલો છે. કહે છે કે; કલાઓના તો જાણે કલ્પવૃક્ષો, જ્ઞાનમદવાળા જ્યોતિષિઓ ધન્વંતરી જેવા વૈદ્યરાજો. અનંત મંત્ર તંત્ર જાણુનારા માંત્રિકો ને તાંત્રિકો, ને વિવિધતર્ક કરનારા ન્યાયશાસ્ત્રના ધુરંધરો પણ દ્રવ્યનાં લાલચે રાજાના કૃપાપાત્ર થવાસારૂ અંગગાળી સેવા કરે છે ને હાજી હાજી કરી મૃત્યુ સમુ પરવશ જીવતર ગાળે છે. અરેરે! સંસાર સાગરમાં શું સર્વેની આવીજ દશા છે!

---

૧ મૂળમાં कदन्त તથા विनाशया પાઠ છે, અને સંપાદકે તે પાઠોજ સ્વીકારી વિવેચન કરેલું છે, પણ તેથી અર્થ સંગતિ થતી નથી અને બીજા ચરણમાં 'અવિશદત્વ' રહે છે; જેથી कृतान्त અને धनाशया પાઠ સ્વીકાર્યા છે.

આમાં વર્ણલો નિર્વેદ અકથ અસર કરાવતો ભાસે છે. પરાધીનતાની પીડા એ નિર્વેદનું આલંબન છે. કલાવાન તથા વિદ્વાનને પણ 'હા બાપુ હા' આવા દીન ઉચ્ચાર કરી મોતથી ભૂંડું જીવતર ગાળવું એ ઉદ્દીપન છે. કૃશ થવારૂપ અનુભાવે ગ્લાનિનો ભાવ જણાય છે. "સંસાર સાગરે હા સર્વે આવીજ ગતિ" આ તબ્દોથી વિષાદનો ભાવ હૃદયમાં છપાય છે. આવા સહકારી ભાવે પોષાતો નિર્વેદ સંસાર પ્રતિ અરૂચિ ઉપજાવે છે. શાર્દૂલ વિક્રીડિત છંદ છે. ૨૦

---

जगाम व्यर्थं मे बहुदिनमथार्थार्थि, तनयाः[१]
कुभूमिपालानां निकटमतिदोषाकुलमतेः ।
हरिध्यानव्यग्रं भवितुमधुना वाञ्छति मनः
क्वचिद्गंगातीरे तरुणतुलसीसौरभभरे ॥ ५६ ॥

કુભૂપોની પાસે વસી મલિન બુદ્ધિ કરી અહા!
વસુવાંછાથી હા! જીવતર ગુમાવ્યું બહુ વૃથા;
ચહું હાવાં પુત્રો! તુલસી સુરભિથી મહક્તા,
મૃદુ ગંગાતીરે હરિ લગનીમાં લીન બનવા. ૫૬

વસુવાંછાથી-પૈસાની લાલચથી. કુભૂપો—નઠારા નૃપો.

ધનની લાલસાનો આમાં તિરસ્કાર છે. રાજ દ્વારમાં રહેવાથી ઘણી લક્ષ્મી મેળવી શકાય છે એવી વાંછાથી મ્હેં બુદ્ધિને મલિન કરી, અને નઠારા નૃપો પાસે ઘણો કાળ ગુમાવ્યો! અરે તે પ્રયત્નોને ધિક્કાર છે. પુત્રો! હવે તો મ્હારે માત્ર એટલીજ ઇચ્છા છે કે તુલસીની સુગંધે મ્હેંક મ્હેંક થતા સુંદર ગંગાજીના તીરમાં વસી હરિની લગ્નીમાં તલ્લીન થાઉં. આથી બીજી કાંઇ ઇચ્છા નથી.

દ્રવ્યની અસારતા અહીં આલંબન છે. ગતજીવનમાં કરેલી અસાર વસુ-વાંછના 'હા' અવ્યયે વિષાદ પ્રગટાવે છે. વળી તે વિષાદનો વ્ય. ભાવ, બુદ્ધિને મલિન કરવારૂપ પૂર્વકાળની સ્મૃતિને જાગ્રત કરતાં સ્મૃતિનો વ્ય૦

---

૧ મૂળમાં अथार्थार्थिततया પાઠ છે પણ તે સ્થળે अर्थार्थि तनयाः પાઠ લેવો ઠીક લાગ્યો છે; કારણ એથી વ્યાકરણ દોષ મટે છે.

ભાવ ઉદય થાય છે. વળી આ બે ભાવોનો સંગમ જરા સમય સાથે વહી જીવનને ધિક્કારવારૂપ ચેષ્ટાથી પ્રતીત થતા ઉગ્રતા નામના ભાવનો પ્રાદુર્ભાવ કરે છે. પછી તે ત્રણે ભાવોનો સંગમ, ચોમાસાની પ્રબલ નદી જેમ વેગ ધીમો પડતાં ને કાંપ ઠરી જતાં, છેલ્લે સ્વચ્છ સલિલના પ્રવાહને વહેવરાવે છે, તેમ આ શ્લોકના ઉત્તરાર્ધમાં 'હાવાં' શબ્દે શ્રમ, 'હરિલગનીમાં લીન બનવા' રૂપે ઐાત્સુક્ય ને 'મૃદુગંગાતીરે' કથવા રૂપ તીર્થસ્થાન પ્રતિ રતિ નામના સ્વચ્છ, સુંદર, ત્રિવેણીના ત્રણ પ્રવાહ જેવા ભાવો વહાવી, અતિ આલ્હાદ ઉપજાવે છે. અને તે આલ્હાદમાં ઉત્તરાર્ધમાં આવેલો માધુર્યનામનો ગુણ પણ વિશેષ માધુર્ય આપે છે. આમ અતિ આરુતર શાન્તરસનો જમાવ થાય છે. ભાવોદય અને ભાવસંસૃષ્ટિના અલંકારો પણ છે. શિખરિણીછંદછે. ૨૧

---

**अन्नाशाय सदा रटन्ति पृथुकाः [1]क्षुत्क्षामकंठास्त्रियो**
**वासोभी रहिता बहिर्व्यवहृतौ निर्यान्ति नो लज्जया ।**
**गेहाद्रंगणमार्जनेऽपि गृहिणो यस्येति दुर्जीवितं**
**यद्यप्यस्ति तथापि तस्य विरतिर्नोदेति चित्रं गृहे ॥ १७ ॥**

**'બાબોદે' કહી બાળુડાં ટળવળે, દુઃખી ભૂખે દામણી,**
**લજ્જાથી ફળી વાળવાય ન જતી વસ્ત્રેહિણી કામિની;**
**આવું દુઃખભરિત જીવિત જીવે તો યે અરેરે અતિ,**
**સંસારે વિરતિ રતિ ય ન થતી ઓહો! વિધિની ગતિ!! ૫૭**

બાબો—રોટલાનો ટૂકડો. દામણી—કૃશ થએલી. વિરતિ—અરુચિ.

બાપુ! મ્હને બાબો! મા, મ્હને તાતો! આવું કાલું કાલું બોલતાં વ્હાલાં બચ્ચાં ધાન વિના ટળવળતાં હોય! વળી ભૂખના દુઃખે દૂબળી થએલી સ્ત્રી, શરીર ઢાંકવાને ચૂંથો પણ ન મળવાથી શરમને લીધે ફળિયું વાળવા પણ ઘર બ્હાર નીકળી શકતી ન હોય, જાણે ઘરની ચાર ભીંતોજ ઓઢી ઘરમાં બેસી રહેતી હોય! તાત્પર્ય કે ઘરમાં ન ખાવા ને ન ઓઢવા. આવું અતિ દુઃખ ભરેલું જીવતર જીવનો હોય છતાં તે જનને સંસાર ઉપર લગારે

---

૧ આવાજ શબ્દ પ્રયોગ માટે જુઓ ની. શ. શ્લો. ૨૯ મો. क्षुत्क्षामोऽपि जराकृशोऽपि તથા વૈ. શ. ૧૮ મો. क्षुधाक्षामो जीर्णः

તિરસ્કાર આવતો નથી એ મહા આશ્ચર્યની વાત છે. અહો! **विधिर्विचित्राणि विचेष्टितानि** વિધિની ગતિની પણ કાંઇ વિચિત્રતા!

આ શ્લોકમાં તો મહાકવિએ હદજ વાળી છે. ગુજરાતી આદિકવિ નરસિંહ અતિ દારિદ્રયનું જે ચિત્ર આપે છે, તેથી વિશેષ વિષમ ચિત્ર અહીં છે. કવિ નરસિંહ ગાય છે કે; "ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊંણાં" અહીં ઊંણાં તો શું પણ તે વિનાનાંજ 'બાપો' 'બાપો' કરી ટળવળતાં બચ્ચાં ને વસ્ત્ર વિના ઘરમાંજ બેસી રહેતી સ્ત્રી દૈન્યની પરિસીમા છે. આવું વિષમદીનપણું જોતાં ઉપજતી દયા, 'અરેરે' શબ્દે નિર્વેદને જન્મ આપે છે. વળી દુઃખની પરંપરા છતાં સંસાર ઉપર વિરતિ ન થવાથી 'અહો' શબ્દે વિસ્મયનો ભાવ ખૂલે છે આ દૈન્ય, નિર્વેદ ને વિસ્મય શાન્તરસનું મધુર આસ્વાદન કરાવે છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૨૨

---

**हिक्काकासभगंदरोदरमहामेदज्वरैराकुलः**
**श्लेष्माद्यैरपि निद्रया विरहितो मन्दानलोऽल्पाशनः[१]।**
**तारुण्येऽपि विलोक्यते बहुविधो जीवो दरिद्रेश्वरो**
**हा कष्टं कथमीदृशं भगवतः संसारदुःसागरे ॥ ९८ ॥**

**મ્હોંયે લાળ ગળે, ગળે પરુ ઝરે, વ્હેતી ભૂંડી નાસિકા,**
**ખોં ખોં ખોં કરતા, જળોદર વધ્યા, ન્હાનીવયે રોગિયા;**
**દેખું વ્યાકુળ રંકલોક ઉદરે નાંખ્યું ય તે વામતા,**
**રે રે ઈશ! ભવાબ્ધિ આમ અતિશે દુઃખેજ પૂર્યો ભલા! ૫૮**

જળોદર—પેટ વધે એવો એક રોગ.

લઘુવય (બાળપણ કે ભરજુવાની) માંજ અનેક ભયંકર રોગવાળા, મ્હોંમાંથી ગંદીગોબરી લાળ પાડતા, ગળાનાં ગડગુંબડાંમાંથી પરુ (પાસ) ગાળતા, ભૂંડાં મ્હોટાં નસકોરાંમાંથી લીંટ ને ધોળાં પાણી ઝરાવતા, ખોં ખોં કરી દુર્ગંધીવાળા ધોળા ને પીળા બગખા કાઢતા અને જળોદરનો રોગ થવાથી મ્હોટાં હાંડલાં જેવડાં ડોઝરાં (પેટ) ફેરવતા ઘણા રંકલોકો બિચા-

---

૧ અહીં મૂળમાં अल्पास नः પાઠ લખાએલો તે બદલી ઉપર પ્રમાણે લખેલો છે. પ્ર૦ જ૦ પ૦

રા પિડાએ આકુલવ્યાકુલ દેખાય છે. અરેરે! તેમને પેટ પૂરવાને ઘેંસ કે રાબડી પણ મળતી નથી ને વખતે મળી તો વિષમરોગની વેદનાએ ઉલટી થઈ પાછી નીકળી જાય છે; જે જોતાં અમને પણ સૂગ અને કંપારી થાય છે રે પ્રભુ! રે ભલા ભગવાન્! આ સંસારસાગર ત્હેં આવાં આવાં દુઃખો-થીજ કાં ભર્યો છે!

આ શ્લોકમાં જુગુપ્સાનો સંચારી ભાવ આવેલો છે. રોગે ગંધાતા જનો તેનું આલંબન છે દુર્ગંધીવાળાં લાળ, લીટ, પરુ ને બળખા ઉદ્દીપન છે. ઉધરસ, વમન વગેરે અનુભાવો છે. વળી સહકારી બનતો વ્યાધિનો વ્ય. ભાવ સ્પષ્ટજ છે. આમ જામનો જુગુપ્સાનો ભાવ. 'અરેરે' શબ્દે વિષાદને અને 'ભલા' શબ્દે ગ્લાનિને જન્મ આપે છે. આમ જુગુપ્સા, વિષાદ ને ગ્લાનિથી નિર્વેદ પોષાય છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૨૩.

---

आरभ्य गर्भवसतिं मरणावसानं
यद्यस्ति जीवितुमदृष्टमनेककालम् ।
जन्तोस्तथापि न सुखं सुखविभ्रमोऽयं
यद्बालया रतिरनेकविभूतिभाजः ॥ ५९ ॥

**ભાગ્યાધીને કદિક દીર્ઘજીવિત મ્હાલે,**
**ગર્ભેથી મૃત્યુ સુધી તોય ન સુખ ભાળે;**
**નારી તણી રતિ વિષે સુખ લાગતું જે,**
**ભ્રાન્તિ પ્રમાણ જીવડા! ભવબંધ છે તે.** **૫૯**

ભાગ્યાધીને- નશીબ જોગે. રતિ-પ્રીતિ, ભોગવિલાસ.
ભવ-સંસાર.

નશીબ જોગે કદાપિ લાંબુ જીવતર ભોગવે તોપણ જન્મકાળથી તે મૃત્યુ સુધી કોઇ માણસને કાંઇ સુખ મળવાનું નથી; અહીં તો દુઃખ દુઃખ ને દુઃખજ છે. વળી નારીની પ્રીતિમાં તથા વિલાસસામગ્રીમાં જે સુખ લાગે છે તે સુખ નહિ પણ અવિદ્યા જનિત ભ્રાન્તિ છે. નારીની પ્રીતિ તો સંસારના જન્મ મરણના ચક્રમાં ભમાવનાર ને દુઃખજ ઉપજાવનાર છે, એમ સમજ.

સંસારની નિસ્સારતા અત્રે આલંબન છે. નારીની રતિને સુખરુપ માનવામાં મોહનો ને મોહ નિવારણ કથનમાં મતિનો સહચારી ભાવ છે. આથી નિર્વેદ પોષાય છે. વસંતતિલકા છંદ છે. ૨૪.

सन्त्यर्था मम सञ्चिता श्च बहुधाः पित्रादिभिः साम्प्रतं
वाणिज्यैः कृषिभिः कलाभिरपि तान्विस्तारयिष्यामि वः ।
हे पुत्रा इति भावयन्ननुदिनं संसारपाशावलीं
[1]छेत्तायं नु कथं मनोरथमयीं जीवो निरालम्बनः ॥ ६० ॥

**" વ્હાલા વત્સ! વિવિધ રિદ્ધિ કરી છે દાદે અને મ્હેં હવે,**
**ત્હારા સારૂ વિવિધ વૃદ્ધિ કરીશું વ્યાપાર ને હુન્નરે; "**
**એવા ઘાટ સદા ઉરે ઘડી ઘડી આધાર હીણા અરે!**
**ચિત્તે કલ્પિત આશ-પાશ અહહા! ક્યાંથી જીવો છેદશે! ૬૦**

આશ-પાશ= આશારુપી બંધન.

" મ્હારા વ્હાલા પુત્ર! આપણા દાદાએ અને મ્હેં આભૂષણો, મ્હોરો, વાડી, વજીફા વગેરે વિવિધ પ્રકારની સંપત્તિ ભેગી કરેલી છે. વળી હવે ત્હારાસારૂ વેપાર કે અદ્દભુત હુન્નર ઉઠાવી તેની ઘણી વૃદ્ધિ કરશું. લાખ મેળવ્યા છે ને બે લાખ મેળવશું. " આવા આવા નાશવંત વસ્તુના ઘાટ ઘડવામાં માણસો સદા મશગૂલ રહે છે. અરે રે ! સત્ય વસ્તુના આધાર વિનાના બિચારા તે જીવો સ્વકલ્પિત મિથ્યા આશાબંધનો ક્યાંથી છેદી શકશે?! સંસારના બંધન માંથી ક્યારે મુક્ત થશે ?! નહિજ થાય. મિથ્યા વસ્તુના અભિલાષીને મોક્ષ કદિ મળવાનો નથી એ ભાવ છે.

પૂર્વાર્ધમાં જીવના મોહનો ભાવ સ્પષ્ટ છે. આથી ઉપજતો દયાનો ભાવ ત્રીજા પદના ' અરે ' શબ્દે જણાય છે. છેલ્લા ચરણમાં વિષાદ ને વિતર્કના ભાવો પણ ખૂલેલા છે. આમ શમ પુષ્ટ થાય છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૨૫.

---

૧ મૂળમાં તું પાઠ છે, તે કરતાં આ પાઠ વધારે સારો લાગે છે.

माता मृता जनयितापि जगाम शीघ्रं
लोकान्तरं तव कलत्रसुतादयोऽपि ।
भ्रातस्तथापि न जहासि मृषाभिमानं
दुःखात्मके वपुषि [1]मूत्रकुदर्पकूपे ॥ ६१ ॥

માતા મુઆં, વળી પિતા પણ સદ્ય ચાલ્યા,
લોકાન્તરે જઇ પડયાં પ્રિય પુત્ર બાલા;
હે ભ્રાત! દુઃખમય મૂત્રભર્યા વપુનુ,
મિથ્યા ભિમાન તદપિ કયમ ના તજે તું. ૬૧

લોકાન્તરે–અન્યલોકમાં. તદપિ–તોપણ.

માતા મરી ગઇ, તાત જોત જોતાંમાં ગયા ને ત્હારાં પુત્ર પુત્રીને સ્ત્રી પણ સ્વર્ગ કે નર્કમાં કોણ જાણે ક્યાં જઈ પડયાં. આટલું બધું થયું તેમ છતાં હે ભાઇ! દુઃખે ભરેલા અને દુર્ગંધીવાળાં મળ, મૂત્ર, માંસ મજ્જા, અસ્થિ ને ચામડીથી બનાવેલા આ નાશવંત શરીરની ત્હારાથી કેમ મમતા છોડાતી નથી! મમતાનો હેતું ન છતાં પણ તું નશ્વર દેહમાં મમતા રાખે છે એ મહા આશ્ચર્યની વાત છે.

પ્રથમ વસ્તુમાં પ્રિયવસ્તુની નશ્વરતા આલંબન છે. તેથી ઉપજેલો વિષાદનો વ્ય. ભાવ ' સદ્ય ચાલ્યા ' ના દીર્ઘઉચ્ચારણમાં ભાસે છે. બીજા પદમાં ' પ્રિય પુત્ર બાલા ' ના દીર્ઘોચ્ચારણથી દૈન્યનો ભાવ જાગ્રત થાય છે. શ્રોતાનાં આવાં અસહ્ય દુઃખોથી તેપર થતી દયામય રતિ ' હે ભ્રાત! એ કોમળ શબ્દે ખૂલે છે. ' મૂત્રભર્યા ' કથવામાં જુગુપ્સાનો વ્ય. ભાવ છે. આ બધા ભાવે ઉદ્‌ભવતો ગ્લાનિ સંમિશ્ર નિર્વેદ ચોથા પદમાં પૂછેલા પ્રશ્નમાં પ્રતીત થાય છે. આવા આવા સહકારી ભાવોથી પોષાતો અને સર્વને પોતામાં મેળવી લેતો સ્વસંવેદ્ય અખંડ સ્વરૂપી શાન્તરસ આસ્વાદન કરાય છે. વસંતતિલકા છંદ છે. ૨૯.

---

૧ मूत्रपुरीषकूपे પાઠ હોય તો અર્થસંગતિ સારી થાય.

कामव्याघ्रे कुमतिफणिनि स्वान्तदुर्वारनीडे
'मायासिंही विहरणवने लोभभल्लूकभीमे ।
²जन्मन्यस्मिन् न भवति रतिः सज्जनानां कदाचि-
त्तत्वज्ञानां विषयतृषिताकण्टकाकीर्णपार्श्वे ॥ ६२ ॥

જન્મારણ્યે રતિ થતી નથી સજ્જન જ્ઞાનિયોની,
કાં કે તેમાં ભીષણમદથી સિંહીમાયા ભ્રમન્તી;
સ્થાને સ્થાને વિષયવિષના કંટકો કામ વ્યાઘ્રો,
દર્પો સર્પો ચિતગરતમાં ધુધવે લોભ રીંછો. ૬૨

ભીષણ—ભયંકર. ચિતગરત—મનરૂપી બખોલ.

જન્મરૂપી જંગલમાં સજ્જન તત્વજ્ઞાનીઓની પ્રીતિ થતીજ નથી. કારણ કે તેમાં ભયંકર મદવાળી માયારૂપી સિંહણ ભમે છે. સ્થળે સ્થળે વિષજેવા ( દુઃખદ નાશકારી ) વિષયના કાંટા વેરાયેલા છે. મદનરૂપી વાઘ ને અહંકાર રુપી સાપ પડેલા છે અને માનવાની.ચિત્તરૂપી બખોલો-માં લોભરૂપી રીંછો ઘૂઘવે છે. આવા નાશકારી પ્રાણીઓ.વાળા ભવારણ્ય-માં ફરી ન પડાય માટે તેના ઉપર અરૂચિ લાવવી જોઇએ એ ભાવ છે.

સંસારને અરણ્ય કથવામાં તેની નિસ્સારતા આલંબન છે. આપત્તિ કરનારાં સિંહણ, કંટક, વાઘ, સર્પ ને રીંછનાં રૂપકપ્રાણીઓ ઉદ્દીપન છે. આમ પોષાતો નિર્વેદ શમનો સહકારી બની શાન્તરસનું આસ્વાદન કરાવે-છે. એકદેશવિવર્તિસાંગરૂપકાલંકાર છે. મન્દાક્રાન્તા વૃત્ત છે. ૨૭.

---

स्वाधीने निकटस्थितेऽपि विमलज्ञानामृते मानसे
विख्याते मुनिसेवितेऽपि कुधियो न स्नान्ति तीर्थे द्विजाः ।

---

૧ આ સ્થળે મૂળમાં मायासिंहोविहरणमही અને जन्मारण्ये પાઠ છે.
૨ સરખાવા શ્રી મદ્ભાગવત સ્કંધ ૫ મો અધ્યાય ૧૭ મો.

चलन् क्वचित्कंटकशर्कराङ्घ्रिर्नगारुरुक्षुर्विमना इव स्ते ।
क्वचिन्निगीर्णोऽजगरा हि ना जनो नावैति किंचिद्विपिनेऽपविद्धः ॥
दष्टः स्म शेते क्वचदंदशूकैरंधोऽधकूपे पतितः तमिस्रे ।

यत्तत्कष्टमहो विवेकरहितास्तीर्थार्थिनो दुःखिता

यत्र क्वाप्यटवीमटन्ति जलधौ मज्जन्ति दुःखाकरे ॥ ६३ ॥

પાસેના નિજના પ્રસિદ્ધ નવલાજ્ઞાનામૃતેથી ભર્યા

મુનિસેવિત સેવ્ય માનસસરે મુર્ખ દ્વિજો ન્હાય ના

આહા દુ:ખ! વિવેક હીન જીવડા તે અન્યતીર્થો ચહે

દુ:ખી થૈ વગડે ભમે દુખભર્યા કે સાગરે જૈ' શમે.

માનસસર—મનરૂપી સરોવર કે માનસરોવર.

મૂર્ખ દ્વિજો પોતાના, પાસે રહેલા, મહાવિખ્યાત, નવીનજ્ઞાનરૂપી અમૃતથી ભરેલા ને વસિષ્ઠાદિ મુનિયોથી પણ સેવાયલા પૂજ્ય માનસસરે (મનરૂપી સરોવરે કે માનસરોવરે) ન્હાતા નથી; પરંતુ વિચારવિનાના તે પામરજીવો અન્યતીર્થોની અભિલાષા કરી દુ:ખી થઇ વગડામાં ભમે છે અને પછી દુ:ખભરેલા સંસારરૂપી સાગરમાં જઇને બૂડે છે. અહો ! કેવો દુ:ખનો વિષય છે? શાન્તચિત્તે ધ્યાનનિમગ્ન ન થતાં બંધકારી કર્મમાર્ગમાં પડવું એ મ્હોટી મુર્ખાઇ છે એ ભાવ.

સંસારની દુ:ખમયતા અત્રે આલંબન છે. આત્મચિંતન, જ્ઞાનામૃત વગેરે ઉદ્દીપનો છે. આત્મચિંતન ન કરતાં ભ્રમણશ્રમ વ્હોરનારા જનને નિહાળી થતી ગ્લાનિ, દૈન્ય વગેરે શમને પોષનારા ભાવો છે. 'માનસસર' શબ્દ દ્વિઅર્થી હોતાં શ્લેષાલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૨૮.

---

त्वत्साक्षिकं सकलमेतदवोचमित्थं

भ्रातर्विचार्य भवता करणीयमिष्टम् ।

येनेदृशं न भविता भवतोऽपि कष्टं

शोकाकुलस्य भवसागरमग्नमूर्तेः ॥ ६४ ॥

સર્વસ્થળે ઝળહળે તુંજ નિર્વિકારી.

સૌ' ઇષ્ટકાર્ય કરજે પ્રિય! તું વિચારી;

આવું અસહ્ય દુખ થાય ન તેથી ક્યારે,

સંસારસાગર દુખાકુળ બન્ધુ ત્યારે; ૬૪

ઇષ્ટ–ઇચ્છેલું. દુખાકુળ–દુ:ખે ગભરાયેલા.

હે પ્રિયબન્ધુ ! સર્વસ્થળે તું પોતેજ નિર્વિકારી સ્વરૂપે વ્યાપી રહેલો છું ત્હારા શિવાય અન્ય કોઈ વસ્તુ અસ્તિત્વવાળી છેજ નહિ. માટે તું જે કરવાયોગ્ય કાર્ય માન તે એવું વિચારીને કરજે કે જેથી સંસારસાગરના દુઃખમાં અકળાએલા ત્હારે વારંવાર આવાં "**जन्ममृत्युजराव्यधि**" નાં અસહ્ય દુઃખો ખમવાં પડે નહિ. એવું કર કે સંસારભ્રમણ ન પામતાં સ્વરૂપ લાભજ પામ.

બ્રહ્મજ્ઞાનથીજ મોક્ષ છે, કર્મથી નથી; એમ દર્શાવવા આ શ્લોક છે. વેદમાં પણ કહ્યું છે કે [[1]**वेदाहमेतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसः परस्तात् । तमेव विदित्वाऽति मृत्युमेति नान्यः पन्थाविद्यतेऽयनाय ॥** તે મહાન્-સર્વોત્તમ પુરૂષને હું જાણું છું. તે આદિત્ય વર્ણવાન (સ્વપ્રકાશવાન) છે, વળી તે અવિદ્યાથી રહિત છે ને તેને જાણવાથીજ મત્યુની પાર જવાય છે, આશ્રયને માટે અન્ય માર્ગ જણાતો નથી.] આમ બ્રહ્મજ્ઞાનેજ મોક્ષ કહે છે. વેદાંતો પણ [[2]**ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः ।** દેવ (દિવ્—સ્વપ્રકાશક આત્મા) ને જાણીને એટલે કે તેનો પ્રત્યક્ષ અનુભવ કરીને દુર્વાસનાને સદ્વાસનાદિ સર્વે પાશનો લય થાય છે ને ક્લેશનો લય થતાં પુનર્જન્મ ને પુનર્મત્યુની હાનિ થાય છે.] આજ અર્થને વિશેષ સ્ફુટ કરીને કહે છે. અને આ મતને પુષ્ટિ આપવાજ "ક્રીયાથી મોક્ષ નથી" એ કર્મકાંડીમતનું ભગવાન્ શંકરાચાર્ય સ્થળે સ્થળે ખંડન કરે છે. [ જુઓ-બ્રહ્મમીમાંસા [3]**यथाऽऽदर्शो निघर्षणाक्रियया संस्क्रियमाणे भास्वरत्वं धर्म इति चेन्न । क्रियाश्रयत्वानुपपत्ते रात्मनः । यदाश्रया हि क्रिया तमविकुर्वती नैवात्मानं लभते । यद्यात्मा विक्रियेतानित्यत्वमात्मनः प्रसज्येत । " अविकार्योऽयमुच्यते " इति चैवमादीनि वाक्यानि बाध्येरन् । तच्चानिष्टम् । तस्मान्न स्वाश्रया**

१ જુઓ શુક્લ યજુર્વેદ વાજસનેયિ સંહિતા અ. ૩૧ મંત્ર ૧૮

૨ જુઓ શ્વેતાશ્વતરોપનિષત્.

૩ જુઓ શ્રી શાંકરશારીક ભાષ્ય.

**क्रियात्मानः संभवति। अन्याश्रयायास्तु क्रियाया अविषयत्वा-त्तयात्मा संस्क्रियते ॥ ब्रह्मभावश्च मोक्षः तस्मान्न संस्कार्योऽपि मोक्षः। अतोऽन्यन्मोक्षं प्रतिक्रियानुप्रवेशद्वारं न शक्यं केनचि-द्दर्शयितुम्। तस्माज्ज्ञानमेकं मुक्त्वा क्रियाया गन्धमात्रस्यानुप्रवेश इह नोपपद्यते।**

જેમ ઘસવાની ક્રિયાએ શુદ્ધ કરેલા અરિસામાં તેજસ્વીપણાનો ધર્મ થાય છે તેમ આત્મામાં પણ કાર્યથી શુદ્ધિ થાય છે એમ કહેવું યોગ્ય નથી. કેમકે ક્રિયાનું આશ્રયસ્થાન આત્મા કહી શકાતો નથી. કારણ ક્રિયા જેને આશ્રયે રહે છે તેને વિકાર પમાડયા વિના ક્રિયાનું ક્રિયારૂપજ થતું નથી, માટે જો આત્મા, ક્રિયાથી વિકારી થાય તો તેનું અનિત્યત્વ થાય ને "આ આત્મા અવિકારી છે." એ શ્રુતિવાક્યને બાધ આવે, માટે આત્માને આ-શ્રિત એવી ક્રિયાજ સંભવતી નથી. બ્રહ્મભાવજ મોક્ષ છે, તેથી મોક્ષ સંસ્કાર કરવા યોગ્ય નથી. આથી મોક્ષમાં ક્રિયાનો પ્રવેશ થવાનું દ્વાર દેખા-ખાડવા કોઈ શક્તિમાન નથી માટે (મોક્ષ મેળવવામાં) કેવળ જ્ઞાનવિના ક્રિયાના ગંધમાત્રનો પણ સંભવ નથી.] આ મતને અનુસરતો અર્થજ મહા કવિને ઇષ્ટ હોવાથી તેમણે ઉક્ત શ્લોકમાં કર્મની યોગ્યાયોગ્યતા (કર્તવ્ય-તા) વિચારવાનું લખેલું છે. અને તે માટે સંપાદક લખે છે તેમ **इष्टं करणीयं** નો અર્થ 'તું પોતાને જાણ' એ ઇષ્ટ છે.

બીજાપદમાં વિચારીને કર્તવ્ય કરવારૂપ ધૈર્યનામના અનુભાવથી, વેદ-વચન પ્રમાણે કરેલા નિશ્ચયે મતિ નામના વ્ય. ભાવથી, સંસાર સાગરમાં ડુબતા જનની વ્યગ્રતાના દર્શને પ્રકટતા તે શ્લોકાંતમાં દીર્ઘોચ્ચારે પ્રતીત થતા દૈન્યથી અને પરબ્રહ્મવિષયે આસ્થાથી જામતા રતિભાવથી આ શ્લો-કમાં શમ પોષાય છે. વસંતતિલકા છંદ છે. ૨૯.

---

**यत्प्रीत्यर्थमनेकधाऽलभि[१] मया कष्टेन वस्तु प्रियं**
**स्वस्याशाकवलीकृतेन वीकलीभावं दधानेन मे।**

---

૧ મૂળમાં अनेकधामनि પાઠ છે.

**तन्सर्वं विलयं निनाय भगवान् यो लीलया निर्जरो**
**मां हित्वा जरयाकुलीकृततनुं कालाय तस्मै [1]नमः ॥६५॥**

**ઠામેઠામ અનેક કષ્ટ સહીને સંતોષ અર્થે અરે !**
**વ્હાલી વસ્તુ હું વ્યાકુળો બનીબની સંપાદતો જે અરે !**
**તે સર્વે મુજને જરાકુળ કરી જેણે લીલામાં હર્યું,**
**તે તે નિર્જર મસ્ત કાળ ! તુજને હાહા નમું, હા નમું. ૬૫**

સંપાદતો-મેળવતો. જરાકુળ-વૃદ્ધાવસ્થાથી બેબાકુલ. લીલા-જોતજોતાં નિર્જર-વૃદ્ધાવસ્થા રહિત.

આમાં કાળની પ્રબલતા વર્ણી છે. કહેછેકે, વિષયવાસનાની પરવશતામાં વ્યાકુળ બનીને મ્હેં સંતુષ્ટતા વાસ્તે મ્હને રૂચતી શ્યામા, સુત, સંપત્તિ વગેરે વસ્તુઓ મેળવી હતી, અરે ! અનેક કષ્ટ સહીને સ્થળે સ્થળે સંપાદન કરી હતી, પરંતુ મ્હને વૃદ્ધાવસ્થાના અનંત દુઃખે બેબાકુળો અને સર્વ દુઃખનો દ્રષ્ટા બનાવી જેણે જોતજોતામાં સર્વે વસ્તુનો નાશ કર્યો એવા હે મદમસ્ત અજર અમર કાળ! હા યમરાજ! તને તો વારંવાર નમન કરૂંછું.

અત્રે નિર્વેદનો બધ ભાવ પરિપોષિત થયેલો છે, વ્હાલીવસ્તુનો નાશ તેનું આલંબન છે. તે મેળવવા પોતે સહન કરેલાં કષ્ટો, પોતે ધરેલી વ્યાકુળતા અને તેમ છતાં થયેલી તે બધાંની નિરર્થકતા ઉદ્દીપન છે, આમ પોષાતા નિર્વેદને પહેલાપદમાં પરવરેલો સ્મૃતિભાવ, સહકારી બનેછે, જરાકુળ કરવાની ક્રિયાએ ઉપજતો દૈન્યતો ભાવ નમનકરવા રૂપ અનુભાવે પ્રતીત થાયછે. તે દૈન્ય તથા 'હા નમું' શબ્દની પુનરુક્તિથી પ્રકટ થતો વિષાદ પણ આ સ્મૃતિભાવ સાથે જોડાઇ નિર્વેદને પુષ્ટ બનાવેછેને શુદ્ધસ્વચ્છ શાન્તરસ જમાવેછે. શાર્દુલવિક્રીડિત છંદ છે. ૩૦



[1] સરખાવો પાછળનો ૬૬ મો તથા વૈ. શ. નો આ શ્લોક. **भ्रातः कष्टमहो महान्स नृपतिः सामन्तचक्रं च तत्पार्श्वे तस्य च सापि राजपरिषत्ताश्चन्द्रबिम्बाननाः। उद्रिक्तः स च राजपुत्रनिवहस्ते बन्दिनस्ताः कथाः सर्वं यस्य वशादगात्स्मृतिपदं कालाय तस्मै नमः**

आयुर्वेदविदां रसाशनवतां पथ्याशिनां यत्नतो
वैद्यानामपि रोगजन्य[1] वपुषो ह्यन्तर्यतो दृश्यते।
दुश्चक्षोत्कवलीकृतत्रिभुवनो लीलाविहारस्थितः
सर्वोपायविनाशनैकचतुरः कालाय तस्मै नमः ॥६६॥

પાળે પથ્ય પ્રયત્નથી રસ સદા સેવંત ધન્વંતરી,
આયુર્વેદવિદાય રોગી બનીને જાયે અરેરે મરી;
અહો ભીષણકાળ ! આ ત્રિભુવનો છે તાહરો કોળિયો !
ર્‌હેજે સર્વઇલાજ લોપ કરતા તુંને નમો રે નમો !! ૬૬

પથ્ય—હિતકારી ખાનપાન. રસ—પારો, ઔષધનું સત્વ.
આયુર્વેદવિદો—વૈદ્યકશાસ્ત્ર જાણનારા.

પ્રયત્ને હિતકારીજ ખાનપાન લેનારા. રસનું સદા સેવન કરનારા ને વૈદ્યકશાસ્ત્રમાં સાંગોપાંગ નિપુણ, ધન્વંતરી જેવાને શરીરે પણ, રોગનો જન્મ થયોછે ને તે પણ મરી ગયાછે. પોતાની ક્રીડામાં જોતજોતામાં મનુષ્યોના સર્વઉપાયોને વિફલ કરનારા ને ત્રણે ભુવનોને એક કોળિયા પ્રમાણે ભક્ષણ કરનારા હે મહાભીષણ યમરાજ ! તમને તો સદા નમોનમો !!

પૂર્વશ્લોક કરતાં આમાં પ્રસંગ બદલાએલો છે. નિયમિત રહેનારા તથા ધન્વંતરી જેવાના મૃત્યુથી ઉપજેલો નિર્વેદ 'અરેરે' શબ્દે સ્પષ્ટ છે. પ્રબલ કાલની 'અહો' શબ્દે સ્પષ્ટ થતી ઉગ્રતા દૈન્યના ભય. ભાવને જાગ્રત કરેછે, ને તે નમન કરવારૂપ અનુભાવે પૂરેછે. આમ નિર્વેદ અને દૈન્યે શમ પોષાયછે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૩૧

[2]दष्टं प्रायः विकलमखिलं कालसर्पेण विश्वं
क्रूरेणेदं शिवशिव मुने ब्रूहि रक्षाप्रकारम् ।

૧ મૂળમાં ભુલથી रागजन्म પાઠ લખાયો છે તેને સ્થાને ઉપર પ્રમાણે સુધાર્યો છે. જ. ય. પ્ર.

૨ મૂળમાં दृष्टप्रायं પાઠ છે, પણ તે અશુદ્ધ હોવાથી આ પાઠ સ્વીકાર્યો છે સંપાદક લખે છે કે "कालिको नाम सर्पो यो दृष्टीविष उच्यते' (ઋગ્વેદ) આવું વેદવચન હોવાથી કાળને 'દૃષ્ટિવિષ' કહેવો. અને તેની દૃષ્ટિમાંજ વિષ હોવાથી दृष्टं કહેવામાંજ ઝેર ચડવા માંડયું સમજવું"

अस्यास्त्येकः शृणु मुररिपोर्ध्यानपीयूषपानं
त्यक्त्वा नान्यत्किमपि भुवने दृश्यते शास्त्रदृष्ट्या ॥६७॥

હા હા કષ્ટ ! નિશ્ચય પણ દંશિયું કાલસર્પે,
બેબાકૂળું જગ બધું મુનિ ! ઉગરે શે ઉપાએ ?
હાં હાં આરો ધરણીધરનું ધ્યાન સુધા પીધાથી,
બીજીરીતે નહિ જ બનશે શાસ્ત્ર બોલે પુકારી. ૬૭

ધરણીધર—વિષ્ણુ.

પૂર્વાર્ધમાં પ્રશ્ન ને ઉત્તરાર્ધમાં તેનો ઉત્તર છે. હે મુનિ! કાલરૂપી સર્પે ક્રૂરપણે આ બધું જગત્ દંશેલું છે. જેથી આ જગત્ મૃત્યુકાળની બેબાકળી દશામાં છે. હા પ્રભુ! હવે તે શે ઉપાયે ઉગરશે? હાં હાં હવે સમજાય છે કે વિષ્ણુનું ધ્યાનરૂપ અમૃત પીવાથીજ આરો છે. અન્યઉપાયે બચવાનું નથી એમ શાસ્ત્રોપણ પોકારી ને બોધે છે.

અત્રે પણ જગતની નશ્વરતા આલંબન છે. 'હા હા કષ્ટ' શબ્દે ગ્લાનિનો વ્ય. ભાવ ખૂલે છે જગતને વિષવ્યાકુળ જોતાં દયાનો ભાવ વિષાદ પ્રગટાવે છે. એ વિષાદ સંબોધન વાચક 'મુનિ' શબ્દનો દીર્ઘ અંત્યાક્ષર સૂચવે છે. વળી આ બે ભાવો મુનિશરણ ગ્રહવારૂપ દૈન્ય અને ઉગરવાના તર્કરૂપ ચિંતાથી સવિશેષ પોષાય છે. પછી એ ચારે ભાવસંસૃષ્ટિના ઉછાળા પૂર્વાર્ધના પ્રાન્ત અને ઉત્તરાર્ધના પ્રારંભના ઉચ્ચારણના અવકાશમાં શમી જાય છે. ઉત્તરાર્ધમાં તો નવોજ રંગ ચળકે છે. "હાં હાં આરો" ઉચ્ચારતાં તો વિતર્ક, ચિંતા, દૈન્ય ને ગ્લાનિના તમામ અવશેષ તરંગો શમી જઇ 'ધરણીધરનું ધ્યાનસુધા પીવારૂપ' નિશ્ચય સ્ફૂરતાં મતિનામના વ્ય. ભાવનું વહન વહેવા લાગે છે; ને શમને પોષી શાન્તરસરૂપ આસ્વાદન કરાવે છે. ભાવશમન અલંકાર છે. મન્દાક્રાન્તા છંદ છે. ૩૨.

---

कश्चित्क्रन्दति कालकर्कशकराकृष्टं विनष्टं हठा-
दुत्कृष्टं तनयं विलोक्य पुरतः पुत्रेति हा हा क्वचित् ।
कश्चिन्नर्तकनर्तकीपरिवृतो नृत्यत्यहो कुत्रचि-
च्चित्रं संसृतिपद्धतिः प्रथयति प्रीतिञ्च कष्टञ्चनः ॥६८॥

**વ્હાલીડા મુજ પુત્ર! તું કહીં ગયો એવા વિલાપો કરે,**
**કાળે ક્રૂરકરે હણેલ સુતને નિહાળી કોઇ અરે;**
**થૈથૈકાર મચાવી નૃત્ય કરતા વારાંગના સંગ કો,**
**રે રે ચિત્રવિચિત્ર સંસૃતિ સુખે દુઃખે ઝૂલાવે અહો! ૬૮**

વારાંગના—નાચનારી સ્ત્રી. સંસૃતિ—સંસાર

'હા મ્હારા વહાલા પુત્ર! તું શું લોકાન્તરમાંજ જઇ વસ્યો? ત્હારાં માબાપોને નિરાધાર કરી સ્વર્ગમાંજ સીધાવ્યો? બાપુ! વ્હાલા! એકવાર તો ઉત્તર આપ!' આવા આવા વિલાપો કરી કોઇસ્થળે કોઇજનો, યમે ક્રૂરકરે ભેદેલા, પોતાના વ્હાલામાં વ્હાલા એકના એક પુત્રના શબને નિહાળી શીર કૂટતા ને રડી રડી આંખમાંથી રુધિર ઝરાવતા જોવામાં આવે છે; તો બીજે સ્થળે કોઇલોકો, વિવિધવસ્ત્રો સજી ફુદડી ફરતી ને ઝાંઝરના ઝણકાર કરતી વારાંગનાના સંગમાં થૈથૈકાર મચાવી આનંદિત થતા જોવામાં આવે છે. અહો! કેવું આશ્ચર્ય છે!! કેવો ચિત્રવિચિત્ર સંસાર છે?! તે અમને ક્ષણવાર સુખમાં ને ક્ષણવાર દુઃખમાં ઝૂલાવે છે.

આ શ્લોકની ખૂબી ઓરજ છે. પૂર્વાર્ધમાં કરુણરસ છે. 'વ્હાલા વત્સ' ના મૃત્યુથી વ્યાપેલો શોક સ્થાયીભાવ છે. પુત્ર તેનું આલંબન, ને વિલાપાદિ અનુભાવો છે. 'કહીં ગયો' શબ્દે મોહ ને 'વ્હાલીડા' ઉચ્ચારતાં ફાટી જતા સ્વરે વ્યાપી જતો વિષાદ સહકારી ભાવો છે; ને તે કરુણરસ જમાવે છે. ઉત્તરાર્ધમાં તેના વિરોધી શૃંગારરસનો રસાભાસ છે. નાયક ને નાયિકા તેનાં આલંબન છે. તેમનું સંગે રહેવું ઉદ્દીપન છે. નૃત્યવિલાસાદિ અનુભાવે પ્રકટ થતો હર્ષનો વ્ય. ભાવ તેમના રતિ સ્થાયીભાવને પોષી શૃંગારનો રસાભાસ ઉપજાવે છે. પણ પ્રબલ વિરોધી કરુણ તેનું શમન કરી છેલ્લાપદમાં વિષાદ ને વિતર્કના ભાવો સ્ફૂરાવે છે. આથી શમ પોષાય છે, ને સુંદર શાન્તરસ જામે છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૩૩.



**सा रोगिणी यदि भवेदथवा विवर्णा**
**बालाप्रिया शशिमुखी रसिकस्य पुंसः।**

शल्यायते हृदि तथा मरणं कृशांगा-
यत्तस्य सा [1]विगतनिद्रसरोरुहाक्षी ॥ ६९ ॥

વામા ય વિધુમુખી રોગી વિવર્ણ થાતાં,
સૌંદર્ય હીન બની સ્નેહીયને ન રૂચે;[2]
હા! તોય મૂઢમનમાં મરણાન્ત સુધી.
શલ્યો સમી છ દુખદાયીય સુંદરાક્ષી. ૬૯

વામા—સ્ત્રી. વિવર્ણ—ફીકી, રૂપ વિનાની. શલ્યો—બાણો.

ચંદ્રવદની સ્ત્રી પણ રોગી ને રૂપરહિત થાય છે ત્યારે તેના રસિક (સ્નેહી) ને પણ ગમતી નથી. પરંતુ હા! અફસોસ છે કે સુંદર લોચની સ્ત્રી પણ તેમાં આસકત થયેલાના મૂઢમનમાં મરણ કાલ પર્યંત બાણ ખૂચ્યાં હોય એવી મહા દુઃખદાયી થાય છે. તાત્પર્ય કે રૂપવંતી સ્ત્રી પણ તેના રસિકને સદાકાળ દુઃખદાયી છે ને નારીની પ્રીતિમાં સુખ છે જ નહિ.

માયિક વિષય સ્ત્રીની નિઃસારતા આમાં આલંબન છે. સ્ત્રીની સૌંદર્ય હીનતાથી અરૂચિ ઊત્પન્ન થયા છતાં તેમાં આસકત થવારૂપ ચિત્તની મૂઢતાથી મોહ નામે વ્ય. ભાવ સ્પષ્ટ છે. શલ્ય સમું દુઃખદાયી પણું અમર્ષ નામના ભાવને વ્યકત કરે છે. વળી 'હા' શબ્દમાં વિષાદનું સૂચન છે. આ સર્વે ભાવો સહકારી હોઇ શાન્તરસ જામે છે. વસંતતિલકા છંદ છે. ૩૪.

---

૧ સંપાદક अशशिमुखी ને अविगतनिद्रसरोरुहाक्षी પદો કાઢી આમ અર્થ કરે છે "તે બાલા પ્રિયા જ્યારે રોગવાળી કે ફીકી થાય છે ત્યારે अशशिमुखी (ચંદ્ર જેવા વદન વિનાની) થવાથી તેના રસિકને રૂચતી નથી. તોપણ अविगतनिद्रसरोरुहाक्षी (પ્રફુલ્લ કમળ જેવાં લોચન વિનાની) તે સ્ત્રી મૂઢોના મનમાં મરણાન્તસુધી શલ્ય સરખું દુઃખ દે છે. આ અન્ય અર્થ દર્શાવવા ભાષાન્તરમાં 'ય' નો પ્રયોગ છે. ઊપરના શ્લોકના વ્યાખ્યાનમાં 'ય' નો અર્થ 'પણ' લેવો ને આ અર્થ કરતાં 'ય' ને સ્થળે 'અ' સમજી 'અવિધુમુખી' અને 'અસુંદરાક્ષી' વાંચવું.

૨ આ સ્થળે ભાષાન્તરમાં 'રૂચે ન સ્નેહી જનને કદી તે કુરૂપા' એવો પાઠ હોય તો ઠીક લાગે. પ્ર૦ જ૦ પ૦

निष्कंटकेऽपि न सुखं वसुधाधिपत्ये
कस्यापि राजतिलकस्य यदेषदेवः ।
विश्वेश्वरो भुजगराजविभूतिभूषो
हित्वा तपस्यति चिरं सकला विभूतीः ॥ ७० ॥

નિષ્કંટકી પદવી પૃથ્વી પતિની જામે,
રાજાધિરાજ પણ કોઈ નસુખ પામે;
તેથી વને વસી તપે વિભૂતિ સજીને,
દેવાધિ દેવ હર સર્વ ભૂતિ તજીને. ૭૦

નિષ્કંટકી—શત્રુરહિત. જામે—દઢપણે પામે. વિભૂતિ—ભસ્મ. ભૂતિ—છત્ર, ચામર વગેરે ઐશ્વર્ય. હર—શંકર.

એકપણ શત્રુવિનાની ને ચક્રવર્તી પણાની પદવી મળે તોપણ કોઈ રાજાધિરાજને સુખ મળ્યું નથી. વૈભવો વધવા સાથે તે સંબંધી ચિંતાઓ ને દુઃખો વધતાંજ જાય છે. આટલા માટેજ સર્વ દેવોમાં શ્રેષ્ઠ શંકર ભગવાન્ પણ સર્વ વૈભવો ત્યજી, શરીરે ભસ્મ અને સર્પો ધારણ કરી વનમાં વસે છે ને તપ તપે છે. અર્થાત્ શંકર ભગવાનની પણ આવી દશા છે તો પામર મનુષ્યોની તો શી દશા હોય!

અહીં નિર્વેદની ખીલવણી છે. વિષયની દુઃખમયતા આલંબન છે, રાજાધિરાજ તથા શંકરને દુઃખ મળવારૂપ ઉદ્દીપન છે, અને વૈભવ ત્યજવા ને વિભૂતિ સજવા રૂપ અનુભાવ છે. 'સર્વ ભૂતિ ત્યજી' 'વિભૂતિ' સજવામાં વિરોધાભાસ અલંકાર છે પણ શ્લેષથી વિરોધનું શમન થાયછે. વસંતતિલકા છંદ છે. ૩૫.

कदाचित्कष्टेन द्रविणमधमाराधनवशा-
न्मया लब्धं स्तोकं निहितमवनौ तस्करभयात् ।
ततो [1]नैजे कश्चित्क्वचिदपि तदाखुर्बिलगृहे
[2]नयल्लब्धोऽप्यर्थो न भवति यदा कर्म विषमम् ॥७१॥

---

૧ મૂળમાં नित्यं પાઠ છે પણ તેનો કાંઈ અર્થ થતો નથી, માટે नैजे વાંચ્યું છે.

૨ સરખાવો હિતોપદેશના આ વિચાર સાથે 'करतलगतमपि नश्यति यस्य तु भवितव्यता नास्ति'

પરાણે પામ્યો હું અધમજન આરાધન કરી,
કંઇકે તે દાટ્યું ધરતીમહીં ભીતિ મન ધરી;
અરે સર્વે ખોયું ઉંદર હરિગ્યો' કો બીલદરે!
ભલે સાંચો તોયે કરમ પલટ્યે કાંઇ ન મળે!! ૭૧

બીલદરે—મોટા ઉંદરના દરમાં.

નીચકૃપણ જનોને રંજન કરી હું મહામહેનતે થોડુંક ધન પામેલો, પરંતુ તે મ્હેં ચોરને હાકેમના ભયે ધરતીમાં દાટેલું; પણ અરેરે! ત્યાંથી કોઇ ઉંદર કોઇ જબરજસ્ત ઘુંસના દરમાં કોણ જાણે ક્યાં લઇ ગયો ને હું છેક નિર્ધન રહ્યો. અરે! નશીબની ગતિ ન્યારી છે. જો તમારૂં નશીબ પલટ્યું તો ભલે ને સાંચશો પણ તમારી પાસે ફૂટી બદામે રહેવાની નથી એ ભાવ છે.

દ્રવ્યનું નાશવંત પણું અહીં આલંબન છે. પ્રથમપદમાં શ્રમનો ભાવ ચળકે છે. તે દ્રવ્ય નાશે ઉપજેલા ને 'અરે' શબ્દે પ્રકટતા શોક નામના ભાવને પોષી નિર્વેદનામના વ્ય. ભાવને ખીલાવે છે. વળી એ નિર્વેદ પ્રારબ્ધની પ્રબળતારૂપ મતિનામના વ્ય. ભાવનો ઉદય કરેછે. આમ આ ભિન્નભિન્ન ભાવોનાં મિશ્રણો શાન્તરસ પોષવામાં સહગામી થાયછે. ચોથા પદમાં ભાવોદય ને અર્થાન્તરન્યાસ નામના અલંકારો છે. શિખરિણીછંદ છે. ૩૯.

---

स्वयं भोक्ता दाता वसु सुबहु संपाद्य भविता
कुटुम्बानां पोष्टा गुणनिधिरशेषेप्सितनरः ।
इति प्रत्याशस्य प्रबलदुरितानीतविधुरं
शिरस्यस्याकस्मात्पतति निधनं येन भवति ॥ ७२ ॥

પતિ સંપત્તિનો બનીશ વસુ સંપાદન કરી,
ગ્રહી ગુણો દાતા બનીશ સુજબંન્ધુ સુખી કરી;
અતિ એવી આશેભરિત જનના મસ્તક પરે,
અરેરે ઓચિતું પ્રબલદુ:ખ મૃત્યુતણું પડે. ૭૨

હું સંપતિનો ધણી બનીશ, વસ્તુ સંપાદન કરીશ, સકલગુણો ગ્રહણ કરીશ, ને બંધુને સુખ કરી દાતાર બનીશ. આવી અનેક આશાએ ભરેલા

બિચારા મનુષ્યના મસ્તક ઉપર અણચિંતવ્યું મૃત્યુનું મહાદુઃખ આવી પડેછે ને આશાઓ હતી નહતી થઇ જાયછે!

આમાં માનવદેહની ક્ષણભંગુરતા આલંબન છે. પ્રથમના બે ચરણોમાં વિતર્કનો અને 'અરેરે' શબ્દમાં દૈન્યનો વ્ય. ભાવ છે આશા ને ઉત્સાહનો ભંગ થવો ને તેથી નિરૂપાય હોવું એથી વિષાદ પ્રકટેછે. આ સર્વસામગ્રીથી શાન્તરસ જામેછે. શિખરિણીછંદ છે. ૩૭.

---

**भानुर्भूवलयप्रदक्षिणगतिः क्रीडारतिः सर्वदा**
**चन्द्रोऽप्येष कलानिधिः कवलितः स्वर्भानुना दुःखितः**
**ह्रासं गच्छति वर्धते च सततं गीर्वाणविश्रामभू-**
**स्तत्स्थानं खलु यत्र नास्त्यपहतिः क्लेशस्य संसारिणाम् ॥७३॥**

**વ્યોમે વર્તુળ ભાનુ લૈ' ભટકતો ક્રીડા કળાનો નિધિ,**
**રોહીણીપતિ રાહુગ્રસ્ત બનતો તે સર્વ દેખું દુઃખી;**
**સુરોનું સુભ સ્વર્ગ તેય લય ને ઉદેમહીં ઝૂલતું,**
**લેશે કલેશ ન થાય રાગીજનને તે સ્થાન કો ના દીઠું. ૭૩**

વર્તુળ—કુંડાળું. ભાનુ—સૂર્ય. રોહીણીપતિ - ચંદ્ર. રાગી—આસક્ત.

સૂર્ય ગગનમાં વર્તુળાકારે ભટકતો જણાયછે ક્રીડા ને કળાનો ભંડાર (ક્રીડાસક્ત અને કળાવાન ) ચંદ્ર પણ રાહુથી ગ્રહાય છે.!! વળી દેવોની આલ્હાદભૂમિકા સુંદર સ્વર્ગ પણ લય ને ઉદયની દશામાં ઝુલે છે. અરે તે પણ નાશવંત ને દુઃખી છે !! અહો દૈવ! જરાપણ કલેશ ન થાય એવું સ્થાન કોઇ વાસનાવાળા માણસને માટે તો મેં દીઠું નથી. **વાસના છે ત્યાં સુધીતો ચિરકાળ અવિનાશી સ્થાન મળવાનું નથી એ** ભાવ છે.

સૂર્ય અને ચંદ્ર જેવાને પણ દુઃખી સ્થિતિમાં દેખતાં ઉપજતી દયા વિષાદ ભાવને પ્રકટાવે છે (**क्षीणे पुण्ये मृत्युलोके विशन्ति** એ સ્મૃતિ વાક્યે) દેવોની આલ્હાદભૂમિ સ્વર્ગપણ નાશવંત જણાતાં વિસ્મયનો ભાવ ઉપજે છે ને તે વિષાદને પોષે છે. છેલ્લે પોષાયેલો વિષાદ 'જ્યાસુધી રાગ ત્યાંસુધી બંધ મોક્ષ' એ સત્યને સ્ફુરાવેછે, ને તેથી મતિનામનો ભાવ જાગ્રત્ થાયછે. ભાવોદય ને ભાવિકાના અલંકારો પણ છે. મળમાં **भानु** અને **भू**નો નાયક નાયિકા-

ભાવ હોતાં સમા સોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિતછંદ છે. ૩૮.

---

भूमण्डलं लयमुपैति भवत्यबाधं
लब्धात्मकं पुनरपि प्रलयं प्रयाति ।
आवर्तते सकलमेतदनंतवारं
ब्रह्मादिभिः सममहो न सुखं जनानाम् ॥ ७४ ॥

બ્રહ્માંડમંડલ અહુા ! લય થાય સાવે,
પામી સ્થિતિ વળી પુન: પ્રલયે વિરામે;
તે વારવાર ! અહુહા શું કહું નિહાળું ?
બ્રહ્માય જાય [1]લયમાં જન ક્યાં સુખાળું !? ૭૪

સાવે—તમામ. બ્રહ્માંડમંડલ—ભૂર્ભુવસ્વરાદિ સર્વ લોકોનો સમૂહ.

અહો ! આ જગતતો શું પણ બ્રહ્માંડ મંડળ પણ નામ કે નિશાનીના અવશેષ વિના સાવ લય પામેછે, જન્મેછે ને પાછું પ્રલયદશામાં જાયછે. વળી તે એકવાર નહિ પણ વારંવાર !! અહો ! હું શું કહુંછું ? હું શું જોઉંછું ? બ્રહ્માંડ સાથે બ્રહ્મા પણ લય પામેછે તો બિચારૂં પામર મનુષ્ય તો ક્યાંથીજ સુખી હોઈ શકે ?

જગતની નશ્વરતા અત્ર આલંબન છે. બ્રહ્માંને બ્રહ્માંડનું નાશવંતપણું ઉદ્દીપન છે. સાસોક્તિ પ્રમાણે મતિનો વ્ય. ભાવ સ્પષ્ટ છે. 'અહુહા' શબ્દે વિષાદ, 'શું, કહું' 'શું નિહાળું' શબ્દે મોહ અને છેલ્લાપદમાં વિતર્કનામના ભાવો સહકારી બનતા લક્ષ્ય થાયછે. અને એમ શમ પોષાયછે. વસંતતિલકા. ૩૯.

अहोऽत्यर्थेऽप्यर्थे श्रुतिशतगुरुभ्यामवगते
निषिद्धत्वेनापि प्रतिदिवसमाधावति मनः ।

---

[1] લય ચાર પ્રકારનો છે. ૧ નૈમિત્તક ૨ પ્રાકૃત ૩ આત્યાંતિક ૪ નિત્ય (જુઓ શ્રીમદ્‌ભાગવતની શ્રીધરીટીકા. બારમો સ્કંધ અ.૪ प्रलयस्तुचतुर्विधः नैमित्तिकःप्राकृतआत्यंतिको नित्यश्चेति. ) વળી બ્રહ્માપણ લયમાં જાય તેના પ્રમાણ માટે જુઓ તેજ અધ્યાય શ્લોક ૪થો. एषः नैमित्तिकः प्रोक्तः प्रलयो यत्र विश्वसृक् शेतेऽनंतासनो विश्वमात्मसात्कृत्य चात्मभूः ॥

**पिशाचस्तत्रैव स्थिररतिरमारेऽपि चपलः**
**न जाने केनास्य प्रतिकृतिरनार्यस्य भविता[1]॥ ७२॥**

**અહો! વારેવારે શ્રુતિશ્રવણ કીધું ગુરૂમુખે,**
**વિલોકયાં નિષેધીવચન ચિતડું તોય ચિતવે;**
**અનર્થી અર્થે હા! અતિ રતિ કરી દુષ્ટ વળગે,**
**ન જાણું શી રીતે ચિત્ત મુજ પિશાચત્વ તજશે! ૯૫**

શ્રુતિશ્રવણ—વેદવાકયો સાંભળવાપણું. નિષેધીવચન—ના પાડનારાં વચન. અર્થે—દ્રવ્યે, કાર્યે. પિશાચત્વ—જંગલીપણું.

અહો! મહાખેદનો વિષય છે કે, શ્રીગુરૂના મુખથી વેદાન્તવાકયોનું વારંવાર શ્રવણ કર્યું, વળી નિષેધી વચનો (**अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यं.** પૈસો અનર્થ કરનારો છે એમ સમજ; સત્ય કહું છું કે, તેથી જરાપણ સુખ નથી. આવાં આવાં વચનો) વારંવાર વિલોકયાં. તો પણ આ ચિતડું એને એ સાંસારિક વિષયોનું ચિંતવન કરી અનર્થ કરનારા દ્રવ્યમાં અતિશય પ્રીતિ કરીને વળગે છે. હા પ્રભુ! હવે સમજાતું નથી કે, આ મરૂં ચિત્ત હવે શી રીતે પિશાચપણું છોડશે? આ દુષ્ટ મન પિશાચ હવે શા ઉપાયે અંકુશમાં આવશે?

વિષયને ચિત્તથી ત્યજવા ઇચ્છતા પણ ચિત્ત વશ ન થવાથી કાયર થયેલા માણસની આ ઉક્તિ છે. 'અહો વારેવારે' શબ્દે શ્રમનો ભાવ સ્પષ્ટ છે; છતાં ચિત્ત નિરોધ ન થવાથી કાયર થતાં પ્રકટતી ગ્લાનિ 'હા' અવ્યયે વ્યક્ત થાય છે. આથી ચિત્તપ્રતિ ઉગ્રતાનો ભાવ 'દુષ્ટ' વિશેષણે પ્રાદુર્ભાવ પામે છે. આવા ભાવોના તરંગમાં ગળકાં ખાતા ને મુંઝાતા દીન સાધકના દીનહૃદયમાંથી વિતર્કમિશ્રિત દૈન્યનો ભાવ 'ન જાણું શી રીતે' શબ્દે આવિર્ભાવ પામેલો છે. આવા વિવિધભાવોના સહગામીપણાથી શમનો સ્થાયી-

[1] સરખાવો નિચેનો સાહિત્યનો શ્લોક—
उपनिषदः परिपीता गीतापि च हन्त मतिपथं नीता।
तदपि न हा विधुवदना मानससदनाद्बहिर्याति ॥

ભાવ પોતાઇ શાન્તરસરૂપે નિષ્પન્ન થાય છે. શિખિરિણી છંદ છે. ૪૦

अरे चेतश्चित्रं भ्रमसि यदुपास्य प्रियतमं
मुकुंदं पार्श्वस्थं पितरमपि मान्यं सुमनसाम् ।
बाह्यैः शब्दाद्यर्थे प्रकृतिचपले क्लेशबहुले
न ते संसारेऽस्मिन्भवति सुखदाद्यापि विरतिः ॥७६॥

અરે નંદાનંદા પ્રિયતમપિતા સુરપૂજીતા,
ઉરે રાજંતાને ત્યજી ભ્રમિત ઓ મૂખ મનડા!
પીડાએ પૂરેલા સહજચપળા આ ભવવિષે;
હજી ત્હારી રે રે વિરતિપર પ્રીતિ નવ દિસે?. ૭૬

નંદાનંદા—નંદને આનંદ આપનાર શ્રીકૃષ્ણ કે આનંદને આનંદ આપનાર શ્રી પરમાત્મા.

પ્રિયતમપિતા—અતિશય પ્રિય આદિકારણ રૂપ. સુરપૂજીતા—દેવોથી પૂજાએલા.
સહજચપળા—સ્વભાવથીજ નાશવંત. વિરતિ—વૈરાગ્ય.

હે મનડા! ત્હારા હૃદય કમળમાંજ શોભતા શ્રીકૃષ્ણ પરમાત્મા કે જે સર્વપ્રાણીમાત્રના પિતા એટલે સર્વના આદિકારણરૂપ, નંદના (મોદ-આનંદમય કોશના) પણ આનંદરૂપ ને સર્વ દેવોના શીરોમણિ છે તેમને ત્યજી સ્વભાવથીજ નાશવાળા ને અનંત વ્યાધિઓથી ભરેલા આ અસાર સંસારમાં ક્યાં ભમેછે? ઓ ભ્રમિત મનડા! હજી ત્હારી સંસાર ઉપર અરૂચિથતી નથી એ આશ્ચર્યની વાતછે.

નંદાનંદા શબ્દ પ્રત્યગાત્માને સ્થળે આ શ્લોકમા વાપર્યો છે, કારણ પ્રત્યગાત્માને આનંદ શબ્દે ઉપનિષદોમાં વર્ણેલ છે. શ્રી શારીરક ભાષ્યમાં ભગવાન્ શંકરાચાર્ય લખેછે કે:—

परस्मिन्नेव ह्यात्मन्यानन्दशब्दो बहुकृत्वोऽभ्यस्यते आनन्दमयं प्रस्तुत्य " रसो वैसः " इति तस्यैव रसत्वमुक्त्वोच्यते । " रसं ह्येवायं लब्ध्वानन्दी भवतीति को ह्येवान्यात् कः प्राणयात् यदेष आकाश आनन्दो न स्यात् एष ह्येवानन्दयाति, सैवानन्द-

स्यमीमांसा भवति " " एतमेवानन्दमयात्मानमुपसंक्रामति " आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन " इति । " "आनन्दो ब्रह्मेति व्यजानात् " इति च । श्रुत्यन्तरे च " विज्ञानमानन्दं ब्रह्म " इति ब्रह्मण्येव आनन्दशब्दो दृष्टः । एवमानन्दशब्दस्य बहुकृत्वो ब्रह्मण्यभ्यासात् आनन्दमय आत्मा ब्रह्मेति गम्यते

અર્થ:—પરમાત્મા સંબંધે આનંદ શબ્દનો બહુવાર અભ્યાસ છે. આનન્દમયને સ્તવીને ' એ રસ છે ' એમ તેનું રસપણું કહીને કહેછે કે " રસને મેળવીને આ આનન્દી થાય છે જો આ આકાશ (બ્રહ્મ) આનંદ ન હોત તો કોણ જીવી શકત ? આજ આનંદ આપેછે. તેજ આનન્દની મીમાંસા થાયછે. એજ આનંદમય આત્મા પાસે જાયછે." બ્રહ્માનંદ જાણનાર કશાથી બ્હીતો નથી" "આનંદ બ્રહ્મછે એમ જાણ." અન્યશ્રુતિયોમાં પણ "વિજ્ઞાન આનંદ બ્રહ્મ." એમ બ્રહ્મ પરત્વેજ આનન્દ શબ્દદીઠોછે. આ રીતે આનન્દ શબ્દનું બ્રહ્મ પરત્વે અનેકવાર કથન છે. તેથી આનંદમય આત્મા તે બ્રહ્મ એમ સમજાય છે. 'પ્રિયતમપિતા' આમાં 'પ્રિયતમ' શબ્દ પણ આદિકારણરુપ આત્માનુંજ વિશેષણ છે. સર્વ પ્રિય વસ્તુઓથી આત્મા વધારે પ્રિય લાગેછે. પુત્રથી વિત્તથી ને અન્ય સર્વથી આત્માજ વિશેષ પ્રિય લાગેછે માટે 'પ્રિયતમ' શબ્દ સાર્થક છે. જુઓ વૃહદરણ્યકોપનિષત્ तदेतत् प्रेयःपुत्रात्प्रेयो वित्तात्प्रेयो अन्यस्मात्सर्वस्मादंतरतरं यदयमात्मा.

અહીં પરમાત્માનું ત્રિકાલાબાધિત આનન્દસ્વરૂપ અને જગતનું દુઃખનશ્વર સ્વરૂપ આલંબનછે. પરમાત્માના પ્રિયતા, પૂજ્યતા વગેરે ગુણો કથવાથી રતિનો વ્ય. ભાવ જણાયછે. વળી ઉરે રાજતાને ત્યજવાની મોહનિદ્રામાંથી જગાડવારૂપ બોધ કરતાં દયાનો ભાવ સ્પષ્ટ છે. અનેકવાર સમજાવ્યા છતાં ન સમજ્યાથી ગ્લાનિનો ભાવ 'રેરે' શબ્દના ઉચ્ચારણ પાસે જાગ્રત થાયછે. ને આ સર્વે સાહિત્યે અહીં શુદ્ધ શાન્તરસ જામેછે. શિખરિણીછંદ છે. ૪૧

---

अहं श्रान्तोऽध्वानं बहुविधमतिक्रम्य विषमं
धनाकांक्षाक्षिप्तः कुनृपतिमुखालोकनपरः ।

इदानीं केनापि स्थितिमुदरकूपस्य भरणे
[1]कदन्नेनानरण्ये क्वचिदपि समीहे [2]स्थिरमतिः ॥७७॥

પ્રભુ! થાકયો હાવાં, વિષમ પંથમાં ખૂબ રખડયો;
ભુંડાં ભૂપાકેરાં મુખ નિરખીને જીવિત ભમ્યો;
પ્રભુ! હાવાં ચાહું વન વસી મતિ સ્થિર કરવા,
અરે જે તે પૂરી કુટિલ મુજ આ પેટ ભરવા!! ૭૭

હાવાં–હવે તો. વિષમપંથમાં-વિકટ રસ્તામાં. કુટિલ–પાપી

કંઇક પૈસો મળશે એવી લાલચે હે પ્રભુ! હું નઠારા નૃપોનાં ડાચાં સામું તાકી રહી, તેમની કૃપા પાત્રતા પામવામાટે નમન કરી, સ્મિતવદન કરી તથા હાજી હાજી કરી આખુ જીવિત ભમ્યો! અરેરે કાંટાવાળા સંસારરૂપી રસ્તામાં ખૂબ રખડીને હવે તો થાકી ગયો! હે મ્હારા પ્રભુ! હવે તો માત્ર વનમાં વસી સારું વા નઠારું જે મળે તે ભરી આ પાપી પેટ પૂરવા અને મતિ સ્થિર કરવા ચાહું છું:

આમાં આશાઓ પરિપૂર્ણ ન થવાથી નિર્વેદ ઉપજેલો છે, અનુભવ કથન નામે સ્મૃતિનો ભાવ તેને પોષે છે. ‘ થાકયો હાવાં ’ એ શબ્દોનું કાવ્યમાં થતું દીર્ઘ ઉચ્ચારણ શ્રમ અને તેથી ઉપજતા ગ્લાનિભાવનો સાક્ષાત્કાર કરાવે છે, વળી શ્રમ અને ગ્લાનિથી પ્રકટ થતો ઉગ્રતાનો વ્યભાવ ‘ પેટને પાપી ’ કથવારૂપ તર્જનાના અનુભાવે જણાય છે. આ બધા ભાવોમાંથી ફલિત થતો ‘ વન વસવા ’ ને ‘ મતિ સ્થિર ’ કરવાનો વાનપ્રસ્થ દશાનો વિચાર મતિનામે વ્ય. ભાવ દર્શાવે છે. અને આવા અનેકભાવોથી નિસ્પૃહ બનવારૂપ શમનો સ્થાયીભાવ પોષાઇ શુદ્ધ શાંન્તરસ બને છે. ભાવોદય અલંકાર ને શિખરિણી છંદ છે. ૪૨

૧ સરખાવો વૈ. શ. શ્લો. ૭૪ માં. कदशनमथवा वासरान्ते ततः किम्.

૨ સરખાવો શ્રી મદ્ભગવદ્ ગીતા અ. ૧૨ શ્લોક ૧૯ મો. अनिकेतः स्थिरमति र्भक्तिमान्मे प्रियो नरः આની વ્યાખ્યામાં શ્રી શંકરાચાર્ય પણ લખે છે કે स्थिरा परमार्थविषया मतिर्यस्य स स्थिरमतिः એવો અર્થ ‘ સ્થિરમતિ ’ માટે આપે છે.

सा ¹गोष्ठी सुहृदां निवारितसुधास्वादाधुना कागम-
त्ते धीरा धरणीधरोपकरणीभूता ययुः कापरे ।
ते भूपा भवभीरवो भवरताः कागुर्निरस्तारयो
हा कष्टं क च गम्यतें न हि सुखं काप्यस्ति लोकत्रये ॥७८॥

**મિત્રોની મીઠી મોજ કયાં અહહ જ્યાં સ્વાદુ સુધા એ મુધા,**
**સીધાવ્યા ધીર વીર કયાં નૃપપરે આભાર વર્ષાવતા;**
**કયાં છે તે ભવભીતિથી ભવતણી ભક્તિ કરંતા ભૂપે,**
**હા હા દૈવ! જવું કહીં? ત્રિભુવને ના સુખ કોઇ સ્થળે!! ૭૮**

સુધા–અમૃત. મુધા–મિથ્યા. ભવભીતિ–સંસારનો ભય.
ભવતણી–શંકરની.

જેનીપાસે સ્વાદવાળું અમૃત પણ તુચ્છ હતું એવી પરમસ્વાદિષ્ટ મિત્રોની મોજ પણ હવે કયાં છે? અરે દૈવ! મિત્રોનાં મૃત્યુ થતાં તે મજા પણ નાશ પામી! વળી નૃપોના ઉપર પણ આભારના વરસાદ વરસાવનારા ધીરવીર જનો કયાં સીધાવ્યા? હા! તેપણ મૃત્યુના મુખમાં ગયા. વળી સંસારનાં બંધન છેદવાને શંભુની ભક્તિ કરતા ભૂપો પણ હવે કયાં છે? તે સર્વેપણ વિકાળ કાળમાં લય પામ્યા! હા દૈવ! હા પ્રભુ! હવે કયાં જવું? શું કરવું? કાંઇ સૂઝતું નથી! અને વિચારતાં એમ જણાય છે કે, ત્રણે ભુવનો જોતાં કોઇપણ સ્થળે સુખ છેજ નહિ; **આ સર્વે સંસાર દુઃખ, દુઃખ ને દુઃખથીજ ભરપૂર છે.**

અહીં સંસારની નશ્વરતા આલંબન છે. પ્રથમનાં ત્રણ પદોમાં પૂછેલા પ્રશ્નો વિતર્કનો વ્ય. ભાવ દર્શાવે છે. સુધાથી પણ સરસ ગતકાલની મોજની સ્મૃતિનો ભાવ 'અહહ' શબ્દે પ્રકટ થતા વિષાદને પુષ્ટિ આપે છે. પછી તે ત્રણે ભાવો મિશ્ર બની 'હા હા દૈવ' શબ્દે પ્રતીત થતા દૈન્યના અને 'જવું કહીં' સબ્દે પ્રતીત થતા મોહના વ્ય. ભાવોને આવિર્ભાવ પમાડી તલ્લીન થાય છે વળી કેટલીકવાર તે ભાવોનું મથન થઈ છેલ્લે નિર્વેદરૂપ સુંદર નવનીત તરી આવે છે, જે શ્લોકના પ્રાન્ત ભાગમાં દેખાય છે. આવી અદ્‌ભૂત રસજમાવટે શાન્ત રસ પોષાય છે. શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૪૩

---

૧ ગોષ્ઠી માટે જુઓ વાત્સાયનનું કામ સૂત્ર.

उदासीनो देवो मदनमथनः सज्जनकुले
कलिक्रीडासक्तः कृतपरिजनः प्राकृतजनः ।
इयं म्लेच्छाकान्ता त्रिदशतटिनी चोभयतटे
कथं भ्रातः स्थाता कथय सुकृति कुत्र विभयः ॥७९॥

સખા? સાધુ પ્રત્યે પ્રીતિરહિત કામારિ ય બન્યા,
વિલોકું આ લોકો કલિમલિન સ્વામી બની વસ્યા;
અરેરે ઘેરાયા સુરસરિતટો મ્લેચ્છસુભટે
કહો બન્ધુ ક્યાંથી સુકૃતી સુજનો નિર્ભય હવે? ૭૯

કામારિ—શંકર. સુરસરિ—ગંગા. મ્લેચ્છસુભટે—યવન (શક)યોદ્ધાએ
સુકૃતી—સત્કાર્ય કરનારા.

આ અને હવે પછીના બે શ્લોકમાં સ્વભૂમિની અવ્યવસ્થા જોઇ કવિરાજે શોચ કરેલો છે. કહેછે કે હે મિત્ર! સાધુજનો પ્રતિ ભોળાશંભુ પણ હમણાં તો પ્રીતિ રહિત (તટસ્થ) બનેલા છે, જેથી અનેક ઉપાસના કરતાં પણ સહાયભૂત થતા નથી વળી આ નીચ શુદ્રલોકો કે જેમનો સેવાધર્મજ વેદવિહિત છે, તેઓએ પણ ધર્મની મર્યાદા ઉલંધી છે ને કલિયુગનાં પાપની મલિનતાવાળા સ્વામી થઇ બેઠાછે. વળી અરેદૈવ! મહાશોચનો વિષયતો એછે કે અમારી મૈયા ત્રિભુવનતારિણી ગંગાજી છે તેમના કિનારાઓ પણ યવન(શક) લોકોના લશ્કરીઓથી ઘેરાઇ ગયા છે. હા! હવે કયાં જવું? શું કરવુ? અથવા આવા વિકાળ સમયમાં સત્કાર્ય કરનારા સજ્જનોને હવે નિર્ભયતા કયાંથીજહોય?

વેદ વિહિતધર્મનો હ્રાસથવારૂપ આલંબને વિષાદ પ્રકટેલો છે. દેવોની દયાળુતા અને જનોની સેવ્યપરાયણુતાનો નાશ તેનું ઉદ્દીપન છે. વળી ગંગાજીના પવિત્ર સ્થાનો અપવિત્ર યવને ભરેલાં હોવાથી થતી ગ્લાની, 'હા' અવ્યયે સૂચિત છે. તદુપરાન્ત મોહને વિતર્કના વ્ય. ભાવો પણ સ્ફૂરેલા છે. એ સર્વે શમને ખીલાવેછે. શાર્દૂલવિક્રીડિતછંદ છે. ૪૪



निरसारा वसुधाधुना समजनि प्रौढमतापानल-
ज्वालाजालसमाकुला द्विपघटासंघट्टविक्षोभिता ।

**म्लेच्छानां रथवाजिपत्तिनिवहैरुन्मूलिता[1] कीदृशी-**
**यं विद्या भवितेति हन्त न सखे जानीमहे मोहिताः॥८०॥**

**મ્લેચ્છોના મદમસ્ત હસ્તિ દળના સંઘટ્ટને ધ્રૂજતી,**
**પ્રૌઢા ચંડપ્રચંડપ્રાક્રમતણી જ્વાલાથી બેબાકુલી;**
**ત્રાડંતા ભટ-ઘટ્ટ ભીષણરવે નિર્વીર્ય થૈ આ ધરા,**
**વિદ્યાની ગતિ શું હવે? હરિ હરિ મોહે મુંઝાઉં મહા ૮૦**

સંઘટ્ટન—પરસ્પર અથડાવું તે. ભટ—યોદ્ધા. ભીષણરવ—ભયંકર નાદ.

આમાં પણ આર્યાવર્તની અવદશાનું ને નિર્બળતાનું કવિરાજે સખેદપણે વર્ણન કરેલું છે. આ ભૂમિ, અમારી જનની આર્યાવર્તભૂમિ, મદઝરવાથી મસ્ત થએલા મ્લેચ્છનાં હાથીદળોના પરસ્પર અથડાવાથી ભયે થરથરતી; સમર્થ રાજ્યોને પણ પાયમાલ કરવા રૂપ પ્રૌઢ ચંડપ્રચંડ પરાક્રમોની જ્વાળાથી બેબાકુળી (વ્યગ્ર, સારાસારના વિવેક વિનાની) થએલી; અને ત્રાડતા યોદ્ધાઓની ભયંકર હાકો ઉપર હાકોથી છેક નિર્વીર્ય (છેક પાણી વિનાની) બની ગઇ છે. હા દૈવ! 'હવે અમારી હિતકારિણી બ્રહ્મવિદ્યાની શી ગતિ થશે,' એ વિચારે અમે શોકાંધકાર (મોહ) માં મુંઝાઇએ છીયે! હરિ હરિ! અમારું ને અમારી બ્રહ્મવિદ્યાનું શું થશે તે સમજી શકતા નથી.

આ અને આગળના શ્લોકની 'મ્લેચ્છો' વિષેની તથા પાછળના શ્લોકની 'યવનનૃપ' ની હકીકત ઇ.સ. ૫૪૪ માં કોરુરની લડાઇમાં વિક્રમાદિત્યથી પરાજીત થયેલા શકરાજાને લાગુ પડે છે. કોરુરના સંગ્રામના વર્ણનમાં આલ્બિરુનીએ આપેલા શકની બિનાને, આ શ્લોકના વર્ણને ટેકો મળે છે. આલ્બિરુની લખે છે કે "[2]સિંધુ અને સમુદ્રની વચ્ચે આવેલા દેશો ઉપર રાજ્ય કરનારનું નામ શક છે. તેનું નિવાસસ્થાન [3]આર્યા-

૧ મૂળમાં उन्मीलिता પાઠ છે.

૨ જુઓ મેક્સ મ્યુલરકૃત ઇંડિયા પૃષ્ટ ૨૮૨ ની નોટ.

૩ આર્યાવર્ત એટલે આખો 'ઇંડિયા' નહિ; ભગવાન્ મનુ કહે છે તે-

आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात ।
तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥

વર્ત દેશના મધ્યસ્થલમાં હતું. આ રાજા, શાકયની જાત કરતાં બીજી જાતમાં જન્મેલો હતો એમ આર્યાવર્તવાસીઓ જણાવે છે. કેટલાક તો કહે છે કે તે શૂદ્ર ને મન્સુરાનો રહીશ હતો" +++ " જ્યાં સુધી લોકોએ પૂર્વ તરફના દેશની મદદ મેળવી નહિ ત્યાં સુધી તેમને તેના જુલમ થી ઘણું સહન કરવું પડયું હતું. રાજા વિક્રમાદિત્યે તેની સામે કુચ કરી, તેના લશ્કરને નસાડયું અને મુલતાન તથા લુણીના કિલ્લાની વચ્ચે આવેલા કોરુરની લડાઇમાં તેને મારી નાંખ્યો."

આમાં પણ પ્રસંગપૂર્વના જેવોજ છે. આર્યાવર્તની અને બ્રહ્મવિદ્યા-ની અવદશા વિષાદનું આલંબન છે. વળી જેમ એક તરફ શત્રુદળની પ્રચંડતા, અસહ્ય દુઃખદાયકતા ને ભીષણતા વિષાદને પોષનારાં ઉદ્દીપનો છે તેમ બીજીતરફ આર્યભૂમિની વ્યગ્રતા નિર્વીર્યતા ને કંપારીના અનુ-ભાવો તેને પુષ્ટતા આપનારાં છે. આથી વિષાદ સબલ જામતાં ચોથા પદમાં દૈન્ય ને મોહના બે નવા ભાવો ઉદય પામે છે. દૈન્યનો ભાવ 'ગતિ શું હવે' શબ્દોથી અને મોહનોભાવ મુંઝાવારૂપ અનુભાવથી વ્ય-ક્ત થાય છે. ને એ બે ભાવો વિષાદને સહકારી હોઈ શાંન્તરસ જમાવે છે. ઓજ ગુણ ને શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૪૫

---

**वेदो निर्वेदमागादिह नमनभिया ब्राह्मणानां वियोगा-**
**द्वैयासिक्यो गिरोऽपि क्वचिदपि विरलाः साम्प्रतं सन्ति देशे ।**
**इत्थं धर्मे विलीने यवनकुलपतौ शासति क्षोणिबिंबं**
**नित्यं गंगाबमाहाद्भवति गतिरितः संसृतेरर्थसिद्धौ ॥८१॥**

**આર્યાવર્તે અરેરે ! યવન નૃપથતાં ધર્મડૂબી ગયો રે,**
**વેદ વૈરાગ્ય લીધો શિર નમનભયે હા ! પુરણાં પુરાણે;**
**વિપ્રોકેરા વિયોગે, વિરલ વિરલ થૈ' હાય ! સાવે શમ્યાં રે,**
**સંસારોચ્છેદનાર્થે સુરસરિ શરણું માત્ર હાવાં હમારે;૮૧**

પુરાણાં—જૂનાંપ્રાચીનકાળનાં. વિરલ-કયાંઇક જવલ્લે.
સંસારોચ્છેદનાર્થે—મોક્ષમાટે. વિયોગે—અભાવે, ( નહોવાથી )

પરધર્મીથી આર્યધર્મનું કેવું ખગ્રાસ થયું છે તે આ શ્લોકમાં કવિરાજ હૃદય ભેદક શબ્દોથી વર્ણે છે. કહે છે કે:—આર્યાવર્તમાં યવન ( શક ) રાજા થતાં આપણે પવિત્ર આર્યધર્મ તો રે ડૂબીજ ગયો ! ભ્રષ્ટ પરધર્મીને શિર નમાવવું પડશે એ ભયે વેદે તો વૈરાગ્યજ ગ્રહ્યો ! ( અર્થાત્ વેદવિદ્યા તો હતી ન હતી જ થઇ ! ) વળી વિપ્રો (વિદ્વાન શાસ્ત્રવેત્તા બ્રાહ્મણો ) ના અભાવથી જૂના સમયથી બોધતાંને સ્વધર્મમાં ઉત્સાહી બનાવતાં પુરાણો પણ હા ! સાવ શમીજ ગયાં ! ? અરેરે ! હવે ક્યાં જવું ? ક્યાંથી સ્વધર્મપરાયણતા મેળવવી ? મોક્ષાર્થે ગંગાજીનું શરણું ગ્રહ્યા સિવાય હા દૈવ ! હવે કાંઇ બીજો રસ્તોજ રહ્યો નથી આવી અમારા ધર્મની અધોગતિ થયેલી છે.

પ્રસંગ પૂર્વના જેવો હોઈ ગ્લાનિનો ભાવ પોષાય છે. ભ્રષ્ટ પરધર્મીનું રાજ્ય થતાં થયેલો આર્ય ધર્મનો નાશ તેનું આલંબન છે. વેદ અને વ્યાસ વાણીનું વિરામી જવું તેનું ઉદ્દીપન છે. વળી યવનરાજા પ્રતિ અસૂયાના, સ્વધર્મનો નાશ થતાં સહજ ઉચ્ચારાતા ' હા ! હાય ! ' ઇ. શબ્દે દૈત્યના ને ચોથાચરણમાં ઉપાયના અભાવે પ્રકટેલ વિષાદના ભાવો છે તે ગ્લાનિને પરિપુષ્ટ કરે છે. વળી આ બધા ભાવોના ઘનીભૂત થવાથી ચળકતો નિર્વેદ સર્વસાંસારિક વિષયોની જાળ ત્યજી સુરસરિ શરણું ગ્રહવા રૂપ ક્રીયાથી પ્રતીત થતો જોવામાં આવે છે. બીજા પદમાં અપન્હુતિ અલંકાર છે. પ્રસાદગુણ ને સ્ત્રગ્ધરાવૃત્ત છે. ૪૧.

गंगा गंगेति यस्याः श्रुतमपि पठितं केनचिन्नाममात्रं
दूरस्थस्यापि पुंसो दलयति दुरितं प्रौढमित्याहुरेके ।
सा गंगा कस्य सेव्या न भवति भुवने सज्जनस्यातिभव्या
ब्रह्माण्डं प्लावयन्ती [1]त्रिपुरहरजटामण्डलं मण्डयन्ती ॥८२॥

દૂરે દૂરે રહ્યાં એ શ્રવણ પડિ ગયા કે વદાયા જનોએ,
' ગંગા ' બે અક્ષરો તો અઘ સકળ શમ્યાં એમ મ્હોટાય બોલે;

૧ આવાજ શબ્દ પ્રયોગમાટે સરખાવો ગંગાલહરિનું આ ચરણ;
स एव श्रीकण्ठप्रावितत जटाजूटजटिलो जलानां संघातस्तव जननी तापं हरतु नः

**ભવ્યા દિવ્યા જનુની સલિલલહરીથી ભૂતલોને ભરંતી,**
**દેવી તે સેવ્ય કાં ના હરજટિલજટાજૂટ ઊજ્વાલયન્તી. ૮૨**

અઘ—પાપ. ઉજ્વાલયન્તી—ઉજાળતી.

**गंगा गंगेति यो ब्रूयाद्योजनानां शतैरपि । मुच्यते सर्वपापेभ्यो विष्णुलोके स गच्छति** 'સો યોજન દૂરથી પણ 'ગંગા' એ પ્રમાણે જે બોલે છે તે સર્વ પાપોથી મુક્ત થઇ વિષ્ણુ લોકમાં જાય છે.', આ પ્રચલિત શ્લોક પ્રસ્તુત શ્લોકમાં ગુંથ્યો છે.

"દૂર–અતિદૂર રહ્યાછતાં પણ શૂદ્ર પાપી કે ગમે તે માણુસે ગંગા નામના બે અક્ષરો અનાયાસે અનિચ્છાએ સંભળાઈ ગયા કે બોલાઇ ગયા તો તેમનાં સઘળાં પાપો શમી ગયાં" આવું મ્હોટા મુનિજનો પણ બોલે છે. આમ છે તો મહાભવ્યતા ને દિવ્યતાવાળી તે જનુનીગંગા કે જે પોતાની સલિલ (જળ) લહરિયોથી ભૂમિનાં તળ ભરનારી ને સદાશિવના જટાજૂટને શોભાવનારી દેવી છે તે સેવવાયોગ્ય-શરણમાં રહેવા યોગ્ય-કાં ન ગણાય? ગણાયજ એ ભાવ છે.

આ અને પછીના શ્લોકો તીર્થસ્થાન પ્રતિ રતિના સહકારી ભાવે ભભકી રહેલાછે. અત્ર 'ગંગા' આલંબન છે. પૂર્વાર્ધમાં કથેલી તેમની અલૌકિકમહત્તા, ભવ્યતા, દિવ્યતા, 'સલિલ લહરિથી ભૂતલોને ભરવારૂપ કલ્યાણમયતા, સુંદરતા અને હરજટાઉજાળવાના કથને સૂચિત થતી પવિત્રતા રતિને પોષનારાં ઉદ્દીપનો છે. આથી પોષાતો રતિ ચોથાપદના પરિસંખ્યાલંકારે વિકસેછે ને શમને સ્ફૂરાવી શાન્તરસ જમાવેછે. માધુર્યને પ્રસાદના ગુણો સ્પષ્ટ છે અગ્ધરાવૃત્ત છે, ૪૭

---

**कलौ गंगा काश्यां त्रिपुरहरपुर्यां भगवती**
**प्रशस्तादेवानामपि भवति सेव्यानुदिवसम् ।**
**इति व्यासो[१] ब्रूते मुनिजनधुरीणो हरिकथा-**
**सुधापानस्वस्थो गलितभवबंधोऽतुलमतिः ॥ ८३ ॥**

---

૧ જુઓ શ્લોક આઠમાનીચે ટાંકેલી આખ્યાયિકા.

**અહો ગંગા મૈયા કલિમલ દલન્તી અતિ ભલી,**
**સુરોની યે સેવ્યા, હરનગરી વારાણસી વસી;**
**પ્રબોધેછે એવું પ્રભુપિયૂષપાને અતિ રતિ,**
**મહાત્મા પુણ્યાત્મા મુનિજનધુરી વ્યાસ સુમતિ. ૮૩**

સેવ્યા—પૂજવાયોગ્ય. હરનગરીવારાણસી—શંકરની નગરી કાશી, પ્રબોધે—સમજાવે. પિયૂષ—અમૃત. ધુરી—અગ્રણી, શ્રેષ્ઠ.

સદાશિવની પુણ્યપુરી કાશીમાં મનુષ્યોને તો શું પણ દેવોને પણ સેવવા યોગ્ય ને કલિયુગનાં ઘોર પાપોને દલનારાં અતિ દયાળુ મૈયા ગંગાજી વસેલાં છે. એવું પ્રભુના ગુણકીર્તનરૂપ અમૃતમાં અતિ પ્રીતિવાળા સન્મતિ સકલમુનિશ્રેષ્ઠ પુણ્યાત્મા વ્યાસ ભગવાન પણ પોતાના સત્શાસ્ત્રોમાં સમજાવેછે.

આમાં પણ તીર્થ વિષયે રતિભાવનું આલંબન 'ગંગા મૈયા' છે. કલિમલ દલવારૂપ દયાળુતા, લોકોત્તર સેવ્યતા, હરનગરીમાં વસવા રૂપ પવિત્રતા અને મુનિશ્રેષ્ઠ વ્યાસભગવાને સ્તુતિ કરવારૂપ અતિપ્રશંસનીયતા વગેરે ગુણો રતિને પોષનારા ઉદ્દીપન વિભાવો છે. તેથી પુષ્ટ થનો રતિનો વ્ય. ભાવ શાન્તરસનું આસ્વાદન કરાવેછે. પ્રસાદ ને માધુર્યના ગુણો છે. શિખરિણીછંદ છે.૪૮

**यस्याः संगतिरुन्नतिं वितनुते वाराणसी णां जने-**
**रुद्गीता कविभिर्महेश्वरमनोभीष्टा महीमण्डले ।**
**सा सन्तः शरदिन्दुसोदरपयःपूराभिरामा नद-**
**त्कोकश्रेणिमनोज्ञ*पुण्यपुलिना भागिरथी सेव्यताम् ।८४।**

**ચારૂ ચક્રગણો વિલાસરસમાં બીઠારવે કૂજતાં,**
**શીળી સૈકતમાં, વળી શરદના પૂર્ણેન્દુશાં બિંદુડાં,**
**ઇન્દુશેખરનાં સ્થલમાં, કવિજને વર્ણેલ ભૂમંડલે**
**ગંગા ઉન્નતિ સ્પર્શતાંજ કરતી સંતો સદા તે ભજે. ૮૪**

* મુળમાં **मनाज** છે. પણ તે પાઠ નિરર્થક હોતાં આ પાઠ યોજ્યોછે.

ચારૂ—સુંદર. ચક્રગણો—ચક્રવાકનાં ટોળાં. રવે—અવાજે.
કુજતાં—બોલેલાં. ધન્દુશેખરવલ્લભા—શંકરની વ્હાલી.

જે નદીની શીતળ રેતીમાં સુંદર ચક્રવાક પક્ષીનાં ટોળા ક્રીડાના આનંદમાં મધુરનાદે ગાન કરેછે, જેનાં જલબિન્દુઓ શરદઋતુના સંપૂર્ણ ચંદ્ર સમાં સ્વચ્છ છે, જે શંકરની વ્હાલી છે, જેનો યશ ભૂમંડળમાં† કાલિદાસ ભવભૂતિ વગેરે કવિઓએ વર્ણેલો છે ને જેનો સ્પર્શમાત્ર થતાંજ ઉદય થાયછે. તે ગંગાજીનું સંતોએ નિરંતર ભજન કરવું જોઈએ.

શમને પોષનાર રતિનો વ્યંભાવ ને તેનુ આલંબન ગંગાજી તો પૂર્વોક્તશ્લોક પ્રમાણેજછે, ઉદ્દીપનમાં ભિન્નતા છે. અત્ર ઉદ્દીપન પ્રસ્તુતવર્ણન ઉપરથી ફલિત થતી રમ્યતા, પવિત્રતા, પ્રશંસનીયતા ને મોક્ષફલદાયિતા છે અનુભાવ સંતની ભજનક્રિયા છે. ને આમ પોષાતો રતિ શમના સહકારી બને છે. બીજા પદમાં લુપ્તોપમાલંકાર છે. ભારતીવૃત્તિને માધુર્યના ગુણ છે. શાર્દૂલવિક્રીડિતછંદ છે, ૪૯.

† જુઓ કવિકુલ ગુરુ કાલિદાસે કરેલી સ્તુતિ

तस्माद्गच्छेरनुकनखलं शैलराजावतीर्णां
जन्होः कन्यां सगरतनयस्वर्गसोपानपङ्क्तिम् ।
गौरीवक्त्रभ्रुकुटिरचनां या विहस्येव फेनैः
शंभोः केशग्रहणमकरोदिन्दुलग्नोर्मिहस्ता ॥ पूर्वमेघ ५० ॥

જુઓ કવિવર ભવભૂતિએ કરેલી સ્તુતિ.

तुरगविचयव्यग्रानुर्वीभिदः सगराध्वरे
कपिलमहसामर्षात् प्लुष्टान् पितुः प्रपितामहान् ।
अगणिततनूपातं तप्त्वा तपांसि भगीरथो
भगवति ! तव स्पृष्टान् अद्भिश्चिरादुदधीधरत् ॥
(उत्तररामचरित अं १ श्लो २३)

कदा भागीरथ्या भवजलधिसंसारतरणेः
स्खलद्वीचीमालाचपलतलविस्तारितमुदः ।
तमःस्थाने कुञ्जे क्वचिदपि निविश्याहृतमना
भविष्याम्येकाकी नरकमथने ध्यानरसिकः ॥ ८५ ॥

તરંગોની માળા ચપળ વિલાસી મોદ ભરતી,
પુનિતા ગંગાજી ભવજલધિની શુભ્રતરણી;
સખા ! ત્હેની કુંજે ઘનતિમિરપુંજે વસી અહા !
ચિદાનંદાનંદે લગનીલીન હું થાઈશ કદા ?! ૮૫

ગંગાતટે વસી બ્રહ્માનંદમાં તલ્લીન થવા ઇચ્છતા ઉત્સુક કવિરાજ કહેછે કે :—

હે સખા ! જેની જલલહરિયોની પરંપરા મંદમંદ વહી નૃત્ય કરી આનંદ ભરેછે ને જે સંસાર સાગરની પવિત્ર હોડી જેવી છે. એવી ત્રિભુવનપાવની ગંગાજી કે જેના કિનારામાં ચોગરદમ લીલી કુંજાર લતાઓ છવાઇ જવાથી ગાઢ અંધકારનોજ પુંજ કરેલ હોય એવી એકાંતકુંજોછે ત્યાં વસી ચિદાનંદ (પરબ્રહ્મ) ના આનંદમાં હું કયારે તલ્લીન બનીશ? એવી ધન્ય ઘડી કયારે નિહાળીશ ?

અત્ર હરિધ્યાનમાં લીન થવારૂપ આલંબન છે ગંગાજી, તેમની તરંગમાળાઓ, ચપળ વિલાસ વગેરે ઉદ્દીપનો છે. ગંગા પ્રતિ રતિનો ને ' અહા ! ' શબ્દમાં વિસ્મયનો સંચારી ભાવ છે. આ રતિ અને વિસ્મયની સંક્રાન્તિથી ઔત્સુકયનો નૂતન બ. ભાવ પોષાઇ ' ક ' શબ્દે એકદમ દૃશ્ય થાય છે. આમ વિવિધભાવોલ્લાસથી સ્થાયી શમ પોષાઇ શાન્તરસરૂપે નિષ્પન્ન થાય છે. વૃત્યનુપ્રાસઅલંકાર ને માધુર્યગુણ છે. શિખરિણીછંદ છે. ૫૦

÷ સરખાવો. कदा वाराणस्याममरतटिनीरोधसि वसन्, वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलिपुटम् । अये गौरीनाथ त्रिपुरहर शंभो त्रिनयन, प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् वै० श०

कदा गोविन्देति प्रतिदिवसमुल्लासमिलिताः
सुधाधारामायास्त्रिदशतटिनीवीचिमुखरे ।
भविष्यन्त्येकान्ते क्वचिदपि निकुञ्जे मम गिरो
मरालीचक्राणां श्रुतिसुखरवाक्रान्तपुलिने ॥ ८९ ॥

કદા ગંગાતીરે સુખકર શીળી કુંજ ગહને,
મરાળો ને ચક્રો મધુર વદતાં તે સ્થળવિષે;
વસી હું એકાન્તે પ્રતિદિવશ ઉલ્લાસથી ભર્યાં
'મુકુંદા!' 'ગોવિંદા! વદીશ વચનો અમૃતઝર્યાં! ૮૯

ગહન—અંધારી. મરાળો—હંસો. ચક્રો—ચક્રવાકજાતિનાં પક્ષિઓ.

પ્રભુનામોચ્ચારણમાં તલ્લીન થવા ઇચ્છતા ભક્ત કવિરાજની ઉત્સુકતા ભરેલી આ ઉક્તિછે. ગંગાજીનો કાંઠો કે જ્યાં હંસો ને ચક્રવાકો મધુર અવાજે આલાપ કરેછે વળી ત્યાં સુખદ, શીતળ અને ચોમેર લીલીકચન લતાઓથી છવાઇ ગયેલી ગહનકુંજોછે ત્યાં વસી હે મુકુંદા! હે ગોવિંદા! એવાં એવાં જાણે અમૃતજ ઝર્યું હોય એવાં પ્રભુનાં નામો હું અધિકાધિક આલ્હાદથી કય ધન્યભાગી સુપળે પોકારીશ?

પ્રભુનું મંગળનામોચ્ચારણ અત્ર આલંબન છે. ગંગાનું રમ્યતીર્થસ્થાન હંસ ચક્રવાકોનાં મધુરગાન અને કુંજોનું શીતળ સુખકર સ્થાન પ્રભુપ્રતિના રતિભાવને વધારનારાં ઉદ્દીપનછે. 'કદા' શબ્દમાં હૃદયગત ઔત્સુક્ય જણાયછે. વળી 'ઉલ્લાસથી ભર્યાં' ના ઉચ્ચારણમાં શમન થતું હોવાથી હર્ષતરંગ જરા વાર શમતો હોય ને પાછો 'મુકંદા!' 'ગોવિંદા!' ના ઉચ્ચારણમાં પુનઃઉછળતો જતો હેય એવો સાક્ષાત્કાર થાયછે. આમ વિવિધ ભાવોના વિવિધ રંગે ભભકતો અને ભક્તિભાવની સુરભિથી મ્હેંકતો રતિ શાન્તરસ જમાવેછે. માધુર્યનો ગુણ ને શિખરિણીછંદ છે. ૫૧

भजत विबुधसिंधुं साधवो लोकबन्धुम्
हरहसिततरंगं शंकराशीर्षसंगम् ।

दलितभवभुजंगं ख्यातमायाविभंगं
निखिलभुवनवन्द्यं सर्वतीर्थावतंसम् ॥ ८७ ॥

ભજ ભજ જન ગંગા, અટ્ટહાસ્યે તરંગા,
દલતી ભવભુજંગા, સર્વ માયા વિભંગા,
સકળ તિરથ મૌલી, સુર સૌ એ પૂજેલી,
ત્રિભૂવનતણી દેવી, શંભુએ શીરસેવી. ८७

અટ્ટ હાસ્યે તરંગા–શંકર ભગવાનના અટ્ટહાસ્યના જાણે તરંગ થયા હોય એવી. મૌલી–મુકુટ, સુર–દેવ,

હે જન ! શંભુના અટ્ટહાસ્યનાજ જાણે તરંગો હોય એવી અતિશય ધવલતાવાળી, ભવરૂપી સર્પનો નાશ કરનારી, અવિદ્યાનો ભંગ કરનારી, સર્વ તીર્થના મુકુટ જેવી, સૌ દેવોએ પૂજ્ય ગાનેલી, ત્રણે ભુવનમાં વન્દ્ય દેવી મનાએલી અને શંભુએ પણ શીરે ધરી જેની સેવા કરેલી છે એવી ગંગાજીને સદા ભજ, ભજ.

સમને પોષનાર તીર્થસ્થાન ઉપર રતિનો વ્ય. ભાવ અત્ર જામેલો છે, ગંગા તેનું આલંબન છે, તેની શુચિતા, સુંદરતા ને શ્રેષ્ઠતાદિ ગુણોદ્દીપન છે, વળી હૃદયગૂઢ ઔત્સુક્ય ‘ ભજ ’ શબ્દની દ્વિરુક્તિથી પ્રકાશે છે, આ રતિ ને ઔત્સુક્યના સહકારી ભાવે પોષાતો શમ શાન્તરસરૂપે પરિણમે છે. રૂપક અને અન્ત્યાનુપ્રાસાદિ અલંકારો છે, હરિણી છંદ છે. ૫૨.

यदमृतममृतानां भंगरंगप्रसंग–
प्रकटित रसवत्तावैभवं पीतमुच्चैः ।
द्रवयति कलिदन्तां स्तां सुपर्वस्रवन्तीं
किमिति न भजतातां ब्रह्मलोकावतार्णां ॥ ८८ ॥

ધનગનધન નાચી શું સુધાના તરંગે,
અમૃતરસ બતાવે વૈભવો પાનસંગે;

કલિમલ દલનારી, ઓ દુઃખી! કાં ન ભજે છે,
સુરભૂમિ શુચિકારી પુણ્ય ભાગીરથીને. ૮૮

અમૃતરસ—સુધાનો સ્વાદ, અમર ( દેવ અથવા અવિનાશી ) પણાનો રસ.
સુરભૂમિ શુચિકારી–સ્વર્ગલોકને પવિત્ર કરનારી.

જાણે સુધાના તરંગોથી થનગન થનમન નાચી તેમાં રહેલો અમૃતરસ તથા જલપાન કરતાંજ વૈભવનો રસ પ્રકટ કરતી હોય ! આવી આ ભાગીરથી કે જે કલિયુગનાં અનંત પાપોને દલનારી અને દેવલોકને પણ પાવન કરનારી છે તેને ઓ દુઃખિયારા માણસ ! તું શામાટે ભજતો નથી ?

અત્ર પણ શમને પોષનાર ગંગા પ્રતિ રતિનો વ્ય૦ ભાવ સ્પષ્ટ છે. પાન કરતાંજ અમૃતરસ ને વૈભવદાતાપણું વળી કલિમલ દલવાનું પવિત્રપણું રતિને પોષનારાં ઉદ્દીપન છે, 'ભાગીરથી' નામ ઉચ્ચારવામાં પૌરાણિક આખ્યાયિકાની સ્મૃતિનો ભાવ છે; આ બન્ને સહકારીભાવે શમ પોષાય છે, 'અમૃતરસ' શબ્દમાં શ્લેષ અને પૂર્વાર્ધમાં વાચ્યોત્પ્રેક્ષાદિ અર્થાલંકારો છે; માલિની છંદ છે, ૫૩.

यत्तीरे वसतां सतामपि जलैर्मूलैः फलैर्जीवतां
मुक्ताहंममभावशुद्धमनसामाचारविद्यावताम् ।
कैवल्यं करबिल्वतुल्यममलं संपद्यते हेलया
सा गंगा हृतुलामलोर्मिपटला सद्भिः कुतो नेक्ष्यते ॥ ८९ ॥

જેના દિવ્યતટે વસી, જળ ફળે મૂળે ગુજારો કરી,
મ્હારૂં ત્હારૂં પડૂ કરી વિમલ ને વિદ્યાવિવેકી યતિ;
હાથેળીમહીં બિલ્વના ફળ સમું કૈવલ્ય સ્હેજે ગ્રહે,
તે ઉત્તુંગ તરંગી ગંગ સુજનો સ્નેહેથી કાં ના ભજે ? ૮૯

વિમળ–નિષ્પાપ, કૈવલ્ય–બ્રહ્મ, ઉત્તુંગતરંગી–પ્રૌઢમોજાંવાળી,
બિલ્વ–બીલું,

**જેના દિવ્યતીરમાં** વસી, જળ, ફળ ને મૂળ ઉપર ગુજારો કરી, તથા **મ્હારું અને** ત્હારું વગેરે વગેરે ભેદભાવ ત્યજીને પાપરહિત મનવાળા, **આત્માનાત્મવસ્તુના** વિવેકવાળા અને બ્રહ્મજ્ઞાની સાધકો કરતલમાં રહેલું **આંબળું** **હાથ** **અડતા** હોય એમ અનાયાસે સ્વસ્વરૂપ–કૈવલ્યપદ–મેળવી શકે **છે; તે મહાન** જળલહરિયોવાળાં ગંગાજીને સજ્જનો સ્નેહથી કાં નહિ ભજતા **હોય! શ્રદ્ધાથી** ગંગાજીનાં દર્શન કરી કૃતકૃત્ય કાં નહિ થતા હોય ?

**તીર્થસ્થાન** વિષયે રતિના વ્યં૦ ભાવનું અવલંબન અત્ર પણ ગંગાજી છે, **તેના તટની** દિવ્યતા, તટનાં વૃક્ષોની રસાળતા, કૈવલ્ય પ્રાપ્તિની સુલભતા **અને તરંગોની** સુંદરતા ઉદ્દીપન છે, શ્લોકાંતે સોત્કંઠપ્રશ્ન પૂછવામાં ઔત્સુક્ય **ભાવ છે;** આમ પોષાયેલો રતિ રામનો સહકારી બને છે, માધુર્યગુણ ને **છેકાનુપ્રાસ** અલંકાર છે, શાર્દૂલવિક્રીડિત છંદ છે, ૫૪.

**तीर्थानामवलोकने सुमनसामुत्कंठते मानसं**
**तावद्भूवलये सतां पुरारिपुध्यानामृतास्वादिनाम् ।**
**यावत्ते न विलोकयन्ति सरितां रोचिष्णुमुक्तावलीं**
**श्रीमन्नाकतरंगिणीं÷ हरजटाजूटाटवीविभ्रमाम् ॥ ९० ॥**

શંભુકેશકલાપના **ઘનવને ઉલ્લાસથી ખેલતી,**
**શ્રીમદાકિની મોતીમાળ સરખી ન્યાળી નથી જ્યાં લગી**
તીર્થસ્થાન વિલોકતાં **ત્યહાંલગી આ ‡ પુણ્યભુમીતલે,**
**શંભુધ્યાનસુધારસીકસુજનો ચારૂ ચિત્તે ચાહશે !**

÷ આવાજ શબ્દપ્રયોગ માટે સરખાવો ગંગાલહરિ શ્લોક ૧૪ મો.

**स्खलन्ती स्वर्लोकादवनितलशोकापहृतये जटाजूटग्रन्थौ यदसि विनिबद्धा पुरभिदा**

‡ ભારતવર્ષને માટે 'પુણ્યભુમિતલ' શબ્દ વાપરવાનું (**तत्रापि भारत मेववर्षं कर्मक्षेत्र मन्यान्यष्टवर्षाणि स्वर्गिणां पुण्यशेषोपभोगस्थानानि भौमानि स्वर्गपदानि व्यपदिशंति** શ્રીમદ્ ભાગવત, ભૂવનકોશ વર્ણન) આ ઉપરથી સૂચિત છે.

કેશકલાપ–જટામંડળ, ઘનવન–ગાઢ અરણ્ય, મંદાકિની–ગંગા, પુણ્યભૂમિતલે–ભારતવર્ષમાં,

આ પુણ્ય સંચય કરવાની ભારતભૂમિમાં શંભુધ્યાનરૂપ અમૃતના રસિક સજ્જનોને પોતાના પવિત્ર ચિત્તમાં તીર્થસ્થાન વિલોકવાની ઇચ્છા ત્યાંસુધીજ રહેશે કે જ્યાંસુધી તેમણે શંભુના જટામંડળરૂપ ગાઢ અરણ્યમાં આનંદથી ખેલતી ને મોતીની જાજ્વલ્યમાન માળા સમી મંદાકિની નિહાળી નથી! તાત્પર્ય કે ગંગાજીનું સુંદર તીર્થસ્થાન નિહાળ્યા પછી અન્ય તીર્થસ્થાનો નિહાળવાની રસીકોને ઇચ્છાજ થતી નથી એવી ભાગીરથીની અનુપમ સુંદરતા છે.

અત્ર શમને પોષનાર રતિભાવ, તેનું આલંબન અને ઉદ્દીપન તો પ્રથમના શ્લોક જેવાંજ છે. પરતુ અલંકાર ચાતુર્યથી નવીન ચમત્કૃતિ ચળકે છે, આ શ્લોકમાં શંભુ કેશકલાપને વન અને શંભુધ્યાનને સુધા કહેવામાં રૂપકાલંકાર, તથા મંદાકિનીને મોતીમાળ સરખી કહેવામાં લુપ્તોપમા કારે છે, શ્લોકના શબ્દ સૌંદર્યે ખીલતા માધુર્યગુણ સ્પષ્ટ છે, શાર્દૂલવિક્રીડિત છંદ છે. ૫૫.

**संसारो विविधाधिबाधविधुरः÷ सारायते मानसे**
**निस्सारोऽपि वपुष्मतां कलिवृकग्रासीकृतानां चिरम् ।**
**दृष्टायां घनसारपाथसि महापुण्येन यस्यां सतां**
**सा सेव्या न कुतो भवेत्सुर धुनीस्वर्गापवर्गोदया ॥ ९१ ॥**

**શ્વેત શ્રી કરપૂર તુલ્ય સલિલા. સ્વર્ગાદિ મુક્તિ પ્રદા,**
**પૂરાં પુણ્યથી પેખીને સુરનદી સેવે નહિ કો અહા ! ?**
**જેથી દીર્ઘસમાથી આ કલિવૃકે ગ્રાસેલ જીવો મને,**
**આધિ વ્યાધિ જતાં સસાર ગણશે નિસ્સાર સંસારને. ૯૧**

÷ મૂળમાં **विविधाधिबाधबधिरः** પાઠ છે, પણ તે કરતાં આ પાઠે અર્થ સંગતિ સારી થાય છે.

કર્પૂરતુલ્ય-કપૂરના જેવી. સલિલા-જળવાળી. મુક્તિપ્રદા-મોક્ષ દેનારી
કલિવૃક-કલિયુગ રૂપી વરૂ સસાર—સારવાળો

જાણે કર્પૂરનોજ રસ હોય એવા શ્વેત જળવાળી અને સ્વર્ગ, મોક્ષ વગેરે દેનારી ગંગાજી કે જેમનાં દર્શન પણ પૂર્વનાં પૂરેપૂરાં પુણ્ય હોય તોજ થાય છે; તેમનું જ્યારે દર્શન થયું ત્યારે તેમનું સેવન કોણ નહિ કરે? સર્વ કરશેજ કે જેથી દીર્ઘ સમયથી કલિયુગ રૂપી વરૂએ ગ્રાસ (કોળિયો) કરેલા મહા દુઃખી જીવો અનંત આધિ વ્યાધિથી મુક્ત થતાં પોતાના મનમાં આ અસાર સંસારને સારવાળો ગણી શકશે. તાત્પર્ય કે સંસારની અનંત પીડાથી પીડાતા જીવો ગંગામૈયાને જાતાં જ્ઞાનદૃષ્ટિએ દુઃખને પુર્વના પ્રારબ્ધનુ ફલ માની પુરુષાર્થ સાધવામાં ઉત્સુક થઇ આ નિસ્સાર સંસારને મોક્ષ પામવાના દ્વાર રૂપ મહાસારવાન બનાવી શકશે.

અત્ર તીર્થ વિષયે રતિનો વ્યભાવ ખીલેલો છે. આલંબન ગંગાજી છે. કર્પૂરસમા ધવલજલે વ્યક્ત થતી સુંદરતા, સ્વર્ગાદિ 'મુક્તિપ્રદા' શબ્દે સૂચિત થતી પવિત્રતા, જીવોને કલિવૃકથી છોડાવવા રૂપ દયાળુતા અને અસાર સંસારને સસાર કરવા રૂપ રસિકતા ઉદ્દીપન છે. પ્રથમપદમાં આવેલ ઉપમા, ત્રીજાપદમાં આવેલ નિરંગરૂપક અને નિસ્સાર છતાં સસાર થવારૂપ વિરોધાભાસાદિ અર્થાલંકારો તથા 'સંસાર' અને 'સસાર' શબ્દોનાં બિંદુચ્યુત વગેરે શબ્દાલંકારો પણ છે. ભારતી વૃત્તિ, માધુર્ય ગુણ અને શાર્દૂલવિક્રિડિત છંદ છે. ૫૬.

**क्वचिद्धंसश्रेणी सुखयति रिरंसुः श्रुतिसुखं**
**नदन्ती चेतो नो विपुलपुलिने मंथरगतिः ।**
**तदेतस्या ‡योऽर्थी सुरतरुलता नाकतटिनी**
**सदा सद्भिः सेव्या सकलपुरुषार्थाय कृतिभिः ॥ ९२**

**મરાળોનાં ટોળાં રસભર કુંજી કર્ણ રસતાં,**
**વિશાળાવેળુમાં કદિ ધીમું વહી મોદ ભરતાં**

‡ **योऽर्थी** નો અન્વય શ્લોકમાં સારી રીતે થઈ શકતો નથી, તોપણ **मः यः अर्थी पुरुषार्थाभिलाषी तैः सर्वैः सद्भिः** આમ હશે એમ માન્યું છે.

અહા ! દૈવી મયા, સુરતરુલતા, સર્વફલદા,
સદા સાધુ સેવો સુર સરિ તટો; દૈં મનમુદા. ૯૨

મરાળો–હંસો. કૂજી–કિલકિલાટ કરી કર્ણરસતાં–કાનને રસે ભરતાં.
વેળુ–રેતી સુરતરુલતા—કલ્પવૃક્ષની વેલી.

ગંગાના વિશાળ તીરમાં ઝીણીઝીણી સુંદર ધવલ રેતીમાં કદિ કદિ એક પછી એક મંદ મંદ ચાલતી હંસોની હારો અમારા દિલમાં આનંદની રેલ છેલ કરે છે. વળી કદિ કદિ તો આનંદમય કિલકિલાટ કરી અમારા કાનમાં રસ રેલાવે છે. અહો ! મન વાંછિત દેનારી કલ્પવૃક્ષની વલ્લી સમી અમારી સ્વર્ગીય મૈયા ભાગીરથી કેવી રમણીય છે ? ઓ સાધુ જનો ! આનંદિત મને સાંજ રહી તમે તેનું સદા સેવન કરો. તેને શરણે રહેવાથી તમને આનંદ અને મન વાંછિત ફળ બને મળશે એ ભાવ છે.

અત્ર તીર્થ વિષયે રતિભાવનું આલંબન ગ ગાજી છે. વિશાળી વેળુમાં વિનોદ કરતાં મરાળોનાં ટોળાંનું સુખદ ગાન સૌંદર્ય સૂચવે છે. તે તથા 'સુર તરુલતા' અને 'સર્વફલદા' શબ્દે ફલિત થતું મોક્ષદાયીત્વ. દૈવી શબ્દે સૂચિત થતું દિવ્યત્વને ' મૈયા ' શબ્દે પ્રકાશતું માબાળુત્વ એ ઉદ્દીપનો છે. આથી રતિ પોષાઇ શમને સહકારી બને છે. ગંગાને ' સુરતરુલતા ' કથવામાં રૂપકાલંકાર છે. માધુર્ય ગુણ ને ભારતીવૃત્તિ છે. શિખરિણી છંદ છે. ૫૭

यामासाद्य त्रिलोकीजन महितशिवावल्लभारामभूमिं
ब्रह्मादीनां सुराणां सुखवसतिभुवां मण्डलं मण्डयन्ति ।
नो गर्भे व्यालुठन्ति क्वचिदपि मनुजा मातुरुत्क्रान्तिभाज
† स्तां काशीं नो भजन्ते किमितिसुमतयो दुःखभारं वहन्तः ॥

ત્રૈલોક્યે પૂજ્ય શિવા શિવજીતણી રુડી કાશી આલ્હાદ ભૂમિ.
બ્રહ્માદિ સૌ સુરોનાં સુખદસ્થળતણાં મસ્તકે મૌલિ જેવી;
જેને જોતાં મનુષ્યો જનનીજઠરમાં વાસ કયારે ન પામે,
તે કાશીને ત્યજી કાં સુમતિજન અહા દુઃખ બોજા ઉપાડે! ૯૩

---

† સરખાવો तां काशीं परिहृत्य हन्त विबुधैरन्यत्र किं स्थीयते. વૈ. શ. ૯૫.

શિવા-પાર્વતિ   આહ્લાદભુમિ-આનંદ લેવાનું સ્થળ.   મૌલિ—મુકુટ.

સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ લોકમાં પૂજ્ય મનાએલી શંકર પાર્વતીની વિહારભુમિ બનેલી અને બ્રહ્મા, ઇંદ્ર, વિષ્ણુ વગેરે અનેક દેવોનાં સુખકર સ્થાનોમાં માથનો મુકુટ (શ્રેષ્ટ] ગણાએલી શ્રીકાશીપુરિ છે. તેને જોતજોતાંજ જનો મુક્ત થાય છે અને તેમને ફરી કદી માતાના ઉદરમાં વસવાપણું રહેતું નથી. અહો ! આવાં અત્રમોહકારિણી કાશીને ત્યજી સન્મતિવાળા જનો પણ દુઃખના બોજા કાં ઉચામતા હશે ? આવી વારાણસીનું સેવન ન કરતાં અન્ય સ્થાનમાં શા માટે વસતા હશે તે સમજાતું નથી !

અત્ર તીર્થ વિષે રતિનો બ્ય-ભાવ સ્પષ્ટ છે કાશી તેનું આલંબન છે. 'ત્રૈલોક્યે પુજ્ય' શબ્દે સુચવાતું અતિ પવિત્રપણું, શિવ શિવાને આહ્લાદક બનવાથી જણાતું મનોહરપણું, 'તીર્થસ્થાનમાં મસ્તકમૌલી' કથવાથી જણાતું શ્રેષ્ટપણું ને દર્શનમાત્રેજ 'જનની જઠરમાં' વાસ ન પામવારૂપ મહામુક્તિ દાતાપણું એ ઉદ્દીપન છે. 'અહો' શબ્દે હર્ષ ને વિતર્કનો તથા સોત્તરપ્રશ્ન પુછવામાં ઔત્સુક્યનો ભાવ જણાયછે. આમ વિભાવ ને સહકારીભાવે પોષાતો રતિ હૃદયગત શમને પોષે છે ને શાંન્તરસ રૂપે પરિણામે છે. ૫૮.

विद्यन्ते द्वारकाद्या जगति कति न ता देवताराजधान्यो
यद्यप्यन्यास्तथापि स्खलदमलजलावर्तगंगातरंगा ।
काश्येवारामकूजत्पिकशुकचटकाक्रान्तादेवकामिनानां
क्रीडाकासारशाला जयति मुनिजनानन्दकन्दैकभूमिः९४॥

બેલે ગંગા તરંગે જલભ્રમર ભલા, કંઠ કેરે વિપિને
કોકિલા શુક કુજી કલરવથી સુરસ્ત્રીજનોને વિકર્ષે;
બાલાની કેલિશાલા, મુનિજનમનને મોદકારી રસાળી,
આવી કાશી સમી કહુ સકળભૂતલમાં દેવપુરી ન ન્યાળી !

જલભ્રમર-પાણીની ઘુમરિયો.   વિપિન-વન   કલરવ—સુંદર નાદ
વિકર્ષે-ખેંચે   સુરસ્ત્રી—દેવાંગના   કેલિશાલા-વિહારભૂમિ   મોદ-હર્ષ

આમાં કાશીની વિલાસસામગ્રીનું વર્ણનછે. કાશીની સમીપ લાવણ્યમયી ગંગાજી વહેછે તેના તરંગોમાં સુંદર જલભ્રમરાઓ ચક્કર ચક્કર ફરી આવે છે! ગંગાને કાંઠે સમીપની વિહારભૂમિમાં કોયલ, પોપટ અને ચકલાં

મધુર કિલકિલાટવાળા આલાપ કરી દેવાંગનાઓને વિલાસ કરવા લોભાવે છે. વળી તે બાલા (મુગ્ધા ને પ્રમદા) દેવાંગનાની ક્રીડાભૂમિરૂપ, પુનિતસ્થાન હોવાથી મુનિજનના મનને આનંદ કરનાર અને ફલરૂપ છે! અહો! આવી કાશીપુરિ જેવી બીજી કોઇ દેવપુરિ આ પૃથ્વીતલમાં તો મ્હેં જોઇ નથી. દ્વારિકા મથુરા વગેરે અનેક દેવપુરિઓ છે પણ કાશીતો કાશીજ છે એ ભાવ છે.

તીર્થસ્થાનમાં વસવાની મુમુક્ષાથી શમનો સ્થાયીભાવ છે પરમાનંદપ્રાપ્તિ માટે પ્રયાસ આલંબન છે. રમ્ય તીર્થસ્થાન ઉદ્દીપન છે. વળી આમાં તીર્થવિષયે રતિનો વ્યભાવ પણ ખીલેલો છે. એ રતિનું મહીતલમાં અનુપમ દેવપુરિ કાશી આલંબન છે. સમીપમાં વહતા 'ગંગતરંગ'નું સુંદરપણું, કાનનો વનમાં કોકિલા અને શુકોનું મધુર રવપણું, દેવાંગનાને આકર્ષનારૂપ લલિતપણું અને મુનિમનને મોદ દેનારૂપ અતિ આલ્હાદકપણું ઉદ્દીપન છે આથી ભાસતા રતિભાવ શમને પોષી શાન્તરસરૂપે પરિણમે છે ને પવિત્રચિત્તો પવિત્રસ્થળમાં પ્રેમે બ્રહ્માનંદમાં લીન બનવા ઉત્સુક કરે છે. માધુર્યગુણ ભારતીવૃત્ત અને 'કલિશાલા' કથવામાં સંદિગ્ધાલંકાર છે. સ્ત્રગ્ધરાવૃત્ત છે. ૫૯

काशीयं समलंकृता निरुपमस्वर्गापगाव्योमगा-
स्थूलोत्तारतरंगबिन्दुविलसन्मुक्ताफलश्रेणिभिः ।
चञ्चच्चञ्चलचञ्चरीकनिकराराणाम्बरा राजते
कासारस्थविनिद्रपद्मनयना विश्वेश्वरप्रेयसी ९५ ॥

વ્યોમે વ્યાપી રહ્યાં ઝીણા જલકણો ગંગાતરંગો તણાં
તે શું સુંદર મોતીમાળ સજીને કાશી પ્રભુની પ્રિયા
શોભે શું સરમાં ખીલ્યાં કમળનાં લાંબાં રૂડાં લોચને
ભ્રં ભ્રં ગુંજ કરંત ભૃંગગણનું દુકુલ ધારી શકે! ૯૫.

ભૃંગગણ —ભમરાનું ટોળુ દુકુલ—વસ્ત્ર

ગંગા તરંગોનાં ઝીણાં ઝીણાં જલબિન્દુડાં કે જે તરંગોના પરસ્પર અથડાવાથી ઊંચાં ઉડી આકાશમાં વ્યાપી રહ્યાં છે, તે બિન્દુડાંરૂપી જાણે મુક્તામાળ સજીને, ભ્રં ભ્રં ગુંજાર કરતા ભ્રમરગણરૂપી વસ્ત્ર ધારીને. અને સરોવરમાં ખીલેલાં લાંબાં રૂડાં કમલરૂપી લોચને શંભુની પ્રિયતમા કાશીપુરિ જાણે શોભી રહી હોયની!

આમાં સ્થાયીભાવ, આલંબન ને રતિનો સંચારીભાવ તો પુર્વોક્ત શ્લોક પ્રમાણેજ છે. ઉદ્દીપનોમાં જરા ભિન્નત્વ છે. અત્ર ઉદ્દીપનો મોતીમાળ જેવાં ગંગતરંગનાં જલકણો, પ્રફુલ્લિત લોચનો જેવાં સરનાં ખીલેલાં કમલો અને 'નીલેંદુકુલ' જેવાં ગુંજતાં ભ્રમરનાં ટોળાં છે. આમ પોષાતો રતિભાવ શમને પામી બ્રહ્માનંદ સમો આલ્હાદ આપેછે. રૂપક અને વાચ્યોત્પ્રેક્ષાના અલંકારો છે માધુર્યનો ગુણ સર્વત્ર ચળકે છે. ભારતીવૃતિ ને શાર્દુલવિક્રીડિત છંદ છે. ૯૦.

वन्हिप्राकार बुध्धि जनयति वलभीवासिनां नागराणां
गन्धारण्यप्रसूतस्फुटकुसुमचयः किंशुकानां शुकानाम्।
चञ्च्वाकारो वसन्ते परमपदपदं राजधानी पुरारेः
सा काश्यारामरम्या जयति मुनिजनानन्दकन्दैकभूमिः॥९६॥

ગંધારણ્યે વસન્તે શુકવદનસમાં લાલી લાલી ભરેલાં,
કેશૂડાં લુંબો ઝુમ્યાં વલભીસ્થિતજનો વન્હિજ્વાળા ગણંતાં,
કાશી એવી રસાળી પરમપદવીદા ઇન્દુમૌલિની વ્હાલી
લાવણ્યાળી અહાહા મુનિમન મુદદા અન્ય મ્હેં ના નિહાળી!!

વલભીસ્થિત–અગાસી ઉપર રહેલાં પરમપદવિદા–મોક્ષદાતા
મુદદા–હર્ષદાતા ઇન્દુમૌલી–શંકર.

કાશીની સમીપમાં આવેલા સુગંધવાળાં ચન્દનનાં વૃક્ષો ઉગેલાં એવા અરણ્યમાં (બીજે અર્થે ગંધારણ્ય નામના અરણ્યમાં) વસંતઋતુમાં પોપટની ચાંચના આકારનાં ને અતિશય લાલાશવાળાં કેસુડાં લુંબીઝુંબી રહેછે. કે જેની ભભકતી લાલાશને લીધે કાશીપુરિના મ્હેલોની અગાશી ઉપર ઉભેલાં જનો તેને અગ્નિજ્વાલા ગણી જાયછે, રંગના સામ્યથી ભૂલાવો ખાઇ કલ્પેછે કે "રખેને ગંધારણ્યમાં જ્વાલા લાગી હોય!!" અહો! મોક્ષદાતા કાશી આવી લાવણ્યવાળી ને શંકરભગવાનની વ્હાલામાં વ્હાલી પુરિ છે. ખરે, સત્ય કહુંછું કે સૌંદર્યવાળી અને મુનિજનોનાં મનને હર્ષ દેનારી આવી બીજી કોઇ પુરી મ્હેં નિહાળી નથી; બધી પુરીમાં કાશી શ્રેષ્ઠ છે એ ભાવ.

અત્ર પણ સ્થાયીભાવનું આલંબન ને રતિનો સંચારીભાવ તો પૂર્વોક્તશ્લોક પ્રમાણેજ છે, માત્ર સંચારીભાવ પોષનાર ઉદ્દીપનોમાં ભિન્નતા છે. અત્ર રતિને પોષનાર ઉદ્દીપનો ગંધારણ્યમાં કેસુડાંને બ્હારે ભભકતી સુંદરતા, ઇન્દુમૌલિની

વ્હાલી હોવારૂપ રસાળતા, પરમપદવીદેવારૂપ પવિત્રતા અને દયાળુતા વગેરે છે. આવા અતુલગુણવાળી કાશીનું સ્મરણ કરતાં વ્યાપતો હર્ષનો ભાવ 'અહાહા' શબ્દે સૂચિત છે. આમ રતિ, સ્મૃતિ ને હર્ષે પોષાતો શમ. શાન્તરસરૂપે સ્ફુરી હૃદયમાં બ્રહ્માનંદસમો આહ્લાદ આપેછે. કેસુડાંને શુકવદનસમાં વર્ણવવામાં ધર્મગુપ્તલુપ્તોપમા અને તેને વહ્નિજ્વાળા ગણવામાં ભ્રાન્ત્યાલંકાર છે. માધુર્યગુણ, ભારતિવૃત્તિ અને સ્રગ્ધરાવૃત્ત છે. ૬૧.

† किं कुर्मः कं भजामः किमिह समुदितं साधनं भो वयस्याः
संसारोन्मूलनाय प्रतिदिवसमिहानर्थ शंकावतारः ।
भ्रातर्ज्ञातं निदानं भवभयदलने संगतं सज्जनानां
तां काशीमाश्रयामो निरुपमयशसः स्वःस्रवन्त्या वयस्याम् ॥ ६२

શં કાશીજો સદા હું ભવદહન બને બન્ધુ ! શે સાધનેરે !
શાં કર્મોપાસનાએ મન અમળ બને ઉન્નતિ શે બને રે !
હાં હાં જાણ્યું સખા મ્હેં ભગવતિ જનની ગંગકંઠે ક્રીડન્તી
કાશીમાં વાસ પૂરી કરવી સુખભરી સંગતિ સજ્જનોની

ભવદહન—જન્મમરણથી મુક્ત થવું તે. ઉન્નતિ—સદ્ગતિ.
ગંગકંઠે—ગંગાજીને કાંઠે. વાસપુરી—નિવાસ કરી.

"હે બન્ધુ! શું સાધને સંસારનું દહન થાય? શાં કર્મો ને શી ઉપાસનાઓ કરવાથી મન પવિત્ર થાય? અને શાથી સદ્ગતિ થાય?" આ વિષે મ્હને પ્રતિદિન અનેક શંકાઓ થયા કરેછે. પણ સખા! હાં હાં, હવે મ્હેં બરાબર જાણ્યું. એ બધા પ્રશ્નોનો ઉત્તર એટલોજ છે કે ભગવતી ગંગામૈયાને કંઠે ક્રીડા કરતી કાશીમાં નિવાસ કરી સજ્જનોની સુખભરેલી સંગતિ કરવી એ સિવાય અન્ય ઉપાય નથી. કાશીમાં વસતાંજ ભવ ભય ટળશે એ ભાવ છે.

ભવદહન કરવાની ઇચ્છા શમ સ્થાયીભાવનું સૂચન કરેછે. પૂર્વાર્ધમાં અનેક પ્રશ્નો પુછવામાં વિતર્કનો વ્યંજાવછે. પરંતુ ઉત્તરાર્ધમાં પ્રબલ વ્યાપેલો મતિનો વ્યંભાવ વિતર્કને 'હાંહાં જાણ્યું' આ સ્થળે દબાવી દે છે. શાસ્ત્રાનુસાર

† મૂળમાં **किं कुर्मः किं भजामः किमिह समुदितं साधनं किं वयस्याः** પાઠ છે.

સત્સંગતિ, કાશીવાસ ને ગંગસ્થાન વગેરેનો નિશ્ચય કરવામાં મતિનો ભાવ પ્રબલતર જામેલો લાગેલો છે. એમ પ્રબલતર જમાવનાર 'ભગવતી જનની' શબ્દે સૂચિત થતો રતિનો ભાવ, 'ગંગકંઠે ક્રીડન્તી' શબ્દે હર્ષનો ભાવ અને 'કાશીમાં વસવા' રૂપ ઔત્સુક્યનો ભાવઃ આ સહકારી બનેલા છે. આમ અનેકભાવોથી પરિપોષિત થતો મતિભાવ સ્થાયીને સીંચી શાન્તરસ રૂપે ચળકાવે છે. ભાવશાન્તિનુ આ દૃષ્ટાન્ત છે. 'ગંગકંઠે ક્રીડન્તી' કહેવામાં ગંગા ને કાશીના સખીપણાનો ધ્વનિ છે. પ્રશ્નનું નિરાકરણ કર્યું હોતાં પરિસંખ્યાલંકાર છે. સ્રગ્ધરાવૃત્ત છે, ૬૨.

**भुक्तिः क्वापि न मुक्तिरस्त्यभिमता क्वाप्यास्ति मुक्तिर्न सा**
**काश्यामास्ति विशेष एव सुतरां श्लाघ्यं यदेतद्द्वयम् ।**
**सर्वैरुत्तममध्यमाधमजनै रासाद्यतेऽनुग्रहा-**
**द्देवस्य त्रिपुरद्विषः सुरधुनीस्नानावदातव्ययैः ॥ ९८ ॥**

**ક્યાં તો ભોગજ ઇષ્ટમોક્ષ ન મળે, ક્યાં માત્ર મુક્તિ મળે !**
**આહા ! મોક્ષ વિલાસ બેય વરદા વારાણસીમાં વળે;**
**ઇન્દુશેખરમ્હેરથી સુરસરિસ્નાને સુપુણ્યે અને**
**દાને કાશીનિવાસ પામી શકશે ઊંચાં નીચાં સૌ જને ૯૮**

ભોગ—મોજમજા  ઇષ્ટ—ઇચ્છેલી  વરદા—વરદાન આપનારી
ઇન્દુશેખર—શંભુ

આમાં સર્વ અન્ય તીર્થો કરતાં કાશીમાં જે વિશેષ માહાત્મ્ય છે તે કહ્યું છે. કહેછે કે કેટલાંક તીર્થસ્થાનો એવાં છે કે જ્યાં મોજમજાજ પામી શકાય છે, પણ ઇચ્છિત ઉત્તમ મુક્તિ મળતી નથી: આથી તે સ્થાનો તો ત્યજવા યોગ્ય છે. વળી કેટલાંક તીર્થસ્થાનો એવાં છે કે જેમાં માત્ર મુક્તિજ મળેછે પણ ભોગ હોતો નથી. તેથી સ્મૃતિ કહેછે તેમ ત્યાં જવું પણ નિષ્ફળ છે; પરંતુ અહો! આનંદનો વિષય છે કે મોક્ષ અને વિલાસ બંને વાનાં વરદાન દેનારી વારાણસીમાં મળેછે. માટે ઉંચીનીચી સૌ જાતિનાં માણસો ગંગાજીનું પવિત્ર સ્નાન, તેના તટમાં કરવાનું ઉત્તમ દાન અને તેથી થતાં અનેક પુણ્યવાળું કાશીનું સર્વોત્તમ તીર્થસ્થાન શંભુકૃપા હશે તો જ નિવાસ માટે પામી શકશે. તે સિવાય ત્યાં નિવાસ કરવાનું બનવાનું નથી. અર્થાત્ મુમુક્ષુઓ અન્ય તીર્થસ્થાનો

ત્યજી શંકરકૃપાથી ગંગાસ્નાન ને કાશીનિવાસનાં ફળ જે ભોગ ને મુક્તિ તે તે બંને પામવા કાશીમાંજ વસેછે.

અત્ર રતિનો વ્ય-ભાવ ખીલેલો છે. આલંબન વારાણસી છે. ભોગ ને મોક્ષ બંને આપવારૂપ અનુપમ વરદાયીપણું, ઇન્દુશેખરમ્હેર પામવારૂપ શ્રમસાધ્યપણું અને સુરસરિસ્નાન ને દાનપામવારૂપ શુચિપણું રતિને વધારનાર ઉદ્દીપન છે. આમ પોષાતો રતિભાવ શમને સહકારી બની શાન્તરસનું આસ્વાદન કરાવેછે. શાર્દૂલ વિક્રીડિતછંદ છે. ૬૩.

**सन्त्यन्ये त्रिदशापगादिपतनात्पुण्याः प्रयागादयः**
**प्रालेयाचलसंभवा बहुफलाः सिघ्धाश्रमाः सिध्धयः ।**
**यत्राघौघसहा भवन्ति सुधियां ध्यानेश्वराणां चिरं**
**मुक्ताशेषभियां बितिद्रमनसां ‡ कन्दाम्बुपर्णाशिनाम् ९९॥**

**ભવ્ય શ્રી ગિરિમંડળેથી ઝરતી મંદાકિનીને તટે,**
**પુણ્યસ્થાન પ્રયાગ આદિ અતિ છે સિદ્ધાશ્રમો તે સ્થળે;**
**ધ્યાનમગ્ન મુમુક્ષ નિર્ભયમને સૌ પાપ ભજે દહી,**
**બુદ્ધિ શુદ્ધથી સિદ્ધિ સાધ્ય કરીને રે' પાણી પર્ણો જમી. ૯૯**

ગિરિમંડળ—પર્વતની હાર  સિદ્ધાશ્રમ—મહાત્માનું § રહેઠાણ
મુમુક્ષુ—મોક્ષ ઇચ્છનાર સાધક  સાધ્યકરી—મેળવી

ભવ્ય હિમાલયની પર્વતની હારોમાંથી ઝરતી મંદાકિનીને તીરે પ્રયાગ, કાશી વગેરે બહુ પુણ્યવાળાં અનેકતીર્થસ્થળો છે, જેમાં મહાત્માના નિવાસયોગ્ય અનેક આશ્રમો છે ને ત્યાં પાણી અને પાંદડાંથીજ ઉચિત નિભાવનારા અનેક મુમુક્ષુજનો, નિરંતર શુદ્ધમતિ કરી પોતાનાં સર્વપ્રકારનાં પાપો છેદીને તથા અણિમાદિ સૌ સિદ્ધિયો મેળવીને સંસારની જન્મમરણની પીડા ટળતાં નિર્ભયમનવાળા થઈ વસેછે અને કેવળ પ્રભુના સ્વરૂપમાં ધ્યાનપરાયણ બનેછે.

---

§ સ્મૃતિ વચન છે કે **आगमो निष्फलस्तत्र भुक्तिः स्तोकापि यत्र नो.**

‡ સરખાવો શૃંગાર શતક શ્લોક ૯૫માનું ઉત્તરાર્ધ **वाताम्बुपर्णाशिनाम्**

અત્ર શમનો સ્થાયીભાવ છે. ધ્યાનમગ્ન મુમુક્ષુ તેનું આલંબન છે. તેમની સાધનસંપન્નતા ને સિદ્ધિસાધ્યતા ઉદ્દીપન છે. નિર્ભયતા ને પાણીપર્ણો આરોગવારૂપ અનુભાવ છે. આથી, તથા રતિનો સંચારીભાવ કે જે તીર્થ સ્થાન આલંબને અને 'ભવ્ય ગિરિમંડળાદિ' ઉદ્દીપને પુષ્ટ થયેલ છે તેથી, શમ પોષાઇ શાન્તરસરૂપે પરિણમે છે. શાર્દૂલ વિક્રીડિતછંદ છે. ૬૪.

केदार स्थानेमकं §रुचिरतरमुमानाटयलीलावनीकं
प्रालेयाद्रिप्रदेशे प्रथिततरतरामस्ति गंगानिवेशे।
रम्यातं नारायणस्य त्रिजगति वदरीनाम सिद्धाश्रमस्य
तत्रज्ञानादिमूर्ते मुनिजनमनसामन्यदानन्दमूर्ते:॥ १००

§ આ સ્થાનની રમણીયતાને માટે જુઓ શ્રીમદ્ભાગવતના પંચમસ્કંધમાં વર્ણન.

यत्र ह [illegible] स्वः स्त्रैणनायके विहितमहार्हणा सर्वर्तुकुसुमस्तबक[illegible]श्रियानम्यमानविटपलताविटपिभिरुपशुंभमानरुचिरकाननाश्रमायतनवर्षगिरिद्रोणीषु तथा चामलजलाशयेषु विकचविविधनववनरुहामोदमुदितराजहंसजलकुक्कुटकारंडवसारसचक्रवाकादिभि मधुकरनिकराकृतिभि रुपकूजितेषु जलक्रीडादिभिर्विचित्रविनोदैः सुललितसुरसुंदराणांकामकलिलविलासहासलीलाऽवलोकाकृष्टमनोदृष्टयः स्वैरं विहरंन्ति। १३। नवस्वपि वर्षेषू भगवान्नारायणो महापूरुषः पुरुषाणां तदनुग्रहायात्मतत्वव्यूहेनात्मनाद्यापि सन्नीधीयते ॥ १४ ॥

ભારત વર્ષના આ સ્થળમાં સર્વ ઋતુઓમાં કુસુમગુચ્છોની અને [illegible] શોભાથી લચી રહેલાં વૃક્ષોવાળી, નવલ વલ્લિયોથી શોભિતા સુંદર વનાશ્રમોવાળો મહા વિશાળ ગિરિતળેટીઓછે, ત્યાં નિર્મળ જળવાળાં જલાશયોમાં નવાં વિવિધ પ્રકારનાં પ્રફુલ્લિત થયેલાં કમળોછે જેની સુગંધિથી હર્ષિત થયેલાં રાજહંસ, જલકુકડી, કારંડવ, સારસ, ને ચક્રવાક વગેરે અનેક પક્ષીઓના

**ધોળા હિમાદ્રિદેશે ખળખળ વહતી ગંગકેરે કિનારે,**
**'કેદાર'સ્થાન છે જ્યાં લલિતભલવિષે પાર્વતીલાસ્ય રાજે;**
**મુનિની મોદમુર્તિ અજ અકલિત ને સિદ્ધવિશ્રામ દાયી,**
**વિષ્ણુનું 'બદ્રિ' નામે ભુવનત્રય વિષે ખ્યાત છે સ્થાન ત્યાંહી. ૧૦૦**

લાસ્ય—નૃત્ય ત્રય—ત્રણ

હિમાલયના હિમમય ધવલપ્રદેશમાં 'ખળખળ' અવાજ કરી મંદમંદ વહતી મંદાકિનીના કિનારા ઉપર 'કેદાર' નામનું સ્થાન છે. જેનું ભૂતલ એવું તો લલિત (સુંદર) છે કે તેની મનોહરતાથી લોભાઇ પાર્વતીજી ત્યાં નૃત્ય કરવા ઉતરે છે. તાત્પર્ય કે અલૌકીક લાવણ્યથી ઉમાનું નૃત્યક્રીડા સ્થાન જ તે બની રહેલુ છે. વળી ત્યાં સિદ્ધજનોને વિશ્રામ દેનાર મુનીયોના હર્ષની પ્રત્યક્ષ મૂર્તિરૂપ અનાદિ અને અકલિત શ્રી વિષ્ણુનુ—નારાયણનુ—ત્રિભુવન પ્રસિદ્ધ 'બદ્રિ' નામે સુંદર સ્થાનછે. 'બદ્રિકેદાર'નું સ્થાન આવુ રમ્ય છતાં મુક્તિદાતાછે એ ભાવ.

તીર્થસ્થાન ઉપરના રતિભાવનું આલંબન અત્ર 'બદ્રિકેદાર છે. હિમાલયનો ધવલપ્રદેશ, ગંગાનો ખળખળ થતો મધુરનાદ, સુંદર તટ અને પાર્વતીજી પણ લાસ્યકરે એવુ લલિતભૂમિતલ રતિને પોષનાર ઉદ્દીપન છે. એ બને રતિને અને રતિ શમને પોષી સચ્ચિદાનંદના આનંદસમો આનંદ પ્રકટાવેછે. માધુર્યનો ગુણ, ભારતીવૃતિ ને ત્રીજા પદમાં રુપકાલંકાર છે. સ્રગ્ધરાવૃત્તછે. ૬૫.

**बुधानां वैराग्यं सुघटयतु वैराग्यशतकं**
**गृहस्थानामेकं हरिपदसरोजप्रणयिनाम् ।**

---

નાદથી, સુંદર ભ્રમરગણના ગુંજારથી, વિચિત્ર વિનોદથી, સુંદર સુરસુંદરીઓની કામક્રીડામાં ઉપજતા વિલાસ હાસથી અને વક્રદ્રષ્ટિપાતથી ખેચાયેલાં મન અને દ્રષ્ટિવાળા દંપતિયો પોતપોતના મનુષ્યકો સાથે મહા અલંકારો સજી વિહાર કરેછે. (૧૩)

અને આ રમણીય ભારતવર્ષમાં ભગવાન્નારાયણ પોતેજ જાણે સમષ્ટિચૈતન્યરૂપ હોય એવી સ્વમૂર્તિ ધારી સર્વે પુરૂષોના અનુગ્રહાર્થે હજીપણ વસેલા છે (૧૪).

जनानामानन्दं वितरतु नितान्तं सुविशद-
त्रयं शेषव्याख्या गलिततमसां शुद्धमनसाम् ॥ १०१ ॥

इतिश्री भर्तृहरिविरचितं विज्ञानशतकं चतुर्थम् ॥

શુચિ સંસારી જે પ્રભુચરણ પદ્મે પ્રણયી તે,
વિવેકીને વ્યાપો વિરતિ અતિ વૈરાગ્યશતકે;
અને બ્રહ્મજ્ઞાને તમ દલ દળો ત્રણ શતકો,
સદા બ્રહ્માનન્દે રસબસ બની લોક વીલસો. ૧૦૧

શુચિ—પવિત્રમનવાળા. પ્રણયી—પ્રીતિવાળા. તમ—અજ્ઞાન, મોહ.
વિલસો—આનંદ માણો.

પવિત્ર મનવાળા સંસારીઓ કે જે પ્રભુનાં ચરણકમલો ઉપર પ્રીતિવાળા ને વિવેકીછે તેમને વૈરાગ્યશતકે અતિ વૈરાગ્ય વ્યાપો. વળી **विज्ञानशतकादि** બીજાં ત્રણ શતકોએ મુમુક્ષુજનો બ્રહ્મજ્ઞાન મેળવી તે વડે તમદલ (અવિદ્યાનાંપડો) નોનાશ કરો; અને પછી નિરંતર પરબ્રહ્મના આનદમાં રસબસ(તલ્લીન)બની સૌ લોક આલ્હાદમાં વિલસો. તાત્પર્ય કે અવિદ્યા વિરચિત સ્થુલ સંસારજાળની મલિનતાને ને મલિનતાની અભિલાષા ત્યજી અવર્ણ્ય, અગાધ, અનુપ સચ્ચિદાનંદના આનંદમાં સ્થિત થઈ સૌ જનો સ્વાનુભવે સ્વરૂપ લાભ મેળવો.

આ છેલ્લા શ્લોકમાં આ આખ્યાશતકનો ઉપસંહાર છે. 'બ્રહ્માનંદરૂપ' આલંબન અને શુચિપણું, પ્રભુપરાયણ પણું વિરક્તપણું ઇ૦ ઉદ્દીપનોથી શમનો સ્થાયિભાવ પોષાયછે. વળી પ્રભુચરણને 'પદ્મ' કથવાથી રતિનો, ત્રીજા પદમાં ઔત્સુક્યનો ને 'રસબસ બનવા રૂપ' હર્ષનો વ્ય૦ભાવ શમને સહકારી બની શાન્તરસને પોષેછે. વળી આ શ્લોકમાં સ્વશતકોનું આનંદદાયીપણું વર્ણી 'પ્રશસ્તિ' નામના નિર્વહણસન્ધિના અંગનો પણ ઉપન્યાસ કરેલો છે. વળી સંસારી જનોને સ્વરૂપલાભ મેળવવા યોજેલો ક્રમ, 'શુચિપણું', પ્રભુ પરાયણપણું, 'વિવેકીપણું', 'વિરક્તપણું', 'અજ્ઞાનનિવૃતિપણું' અને છેલ્લે 'સ્વરૂપ-

લોભપણું' એ પણ લક્ષ્યમાં લેવા યોગ્ય છે. વળી સાહિત્યના પ્રસિદ્ધ ટીકાકાર મલ્લિનાથ †અવતરણુમાં કહેછે તેમ ઉત્તમ આશિર્વાદ પણ "સદાબ્રહ્માનંદે રસ બસ બની લોક વિલસો" આવા માધુર્ય ને પ્રસાદગુણુવાળા માંગલિક શબ્દોમાં સમર્પી મહા કવિભર્તૃહરી આ ઉત્તમ શતકની સમાપ્તિ કરેછે. **इतिशं.** १०१



† જુઓ મેઘદૂતની ટીકાનો પ્રાંતભાગ.

**अन्ते काव्यस्य नित्यत्वात्कुर्यादाशिषमुत्तमाम्।**
**सर्वत्र व्याप्यते विद्वान्नायकेच्छानुरूपिणीम्॥**

# શુદ્ધિ પત્ર.

| પૃષ્ઠાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૩ | श्रृंगारादिरनेक जन्म .... | शृंगारादिरनेकजन्म |
| ૧ | ૪ | रेणीदक्प्रमुखैः | रेणीदृक्प्रमुखैः |
| ૩ | ૧૫ | साप्यन्य मिच्छति | साप्यन्यामिच्छाति |
| ૫ | ૪ | ( ૩,૪૨૦ જુઓ ) | ( ૩,૮૧ જુઓ ) |
| ૭ | ૭ | दीनादीनमुखेः | दीनादीनमुखैः |
| ૧૧ | ૧૦ | ૭૪મા | ૧૨મા |
| ૧૨ | ૨૧ | ब्रह्मैवेदंसर्वंसाश्चिदानंद | ब्रह्मैवेदंसर्वंसच्चिदानंद |
| ૧૨ | ૨૩ | यत्प्रयंत्यभिविशांति | यत्प्रयंत्यभिसंविशांनि |
| ૪ | ૧૭ | गंदोड्डीनालि | गंडोड्डीनालि |
| ૧૪ | ૧૮ | ज्यातिश्चके | ज्योतिश्चक्रे |
| ૨૫ | ૨૦ | शरदमृतधामाधिकमुखम् | शरदमृतधामाधिकसुखम् |
| ૨૭ | ૧૬ | क्वचित्मतिदिनं | क्वचित्प्रतिदिनं |
| ૩૦ | ૧૮ | कामस्पापि | कामस्य ापि |
| ૩૮ | ૧૬ | मूक्तदोषानुपक्केः | मूक्तदोषानुषक्तेः |
| ૪૨ | ૫ | ख्यातयत्तिभिः | ख्यातयतिभिः |
| ૪૭ | ૫ | स्फुरदमलबोधा | स्फुरदमलबोधो |
| ૪૭ | ૨૩ | જુઓ શ્લોક ૮૪ની નિશાનીવાળી ટીકા | જુઓ શ્લોક ૨૪ની ટીકા. |

| | | | |
|---|---|---|---|
| ५२ | ३ | आत्मविज्ञोन्य | आत्मविज्ञान्ब |
| ५२ | ७ | ब्रह्मणी | ब्रह्मणि |
| ५६ | २६ | क्षिपेत | क्षिपति |
| ७० | ८ | सन्त | सन्ति |
| ७५ | १२ | पत्र | यत्र |
| ८४ | ५ | जन्ममृत्युजराव्यावि | जन्ममृत्युजराव्याधि |
| ८५ | २६ | वीकलीभावं | विकलीभावं |
| ८७ | ३ | वेद्यानामपि | वैद्यानामपि |
| ८८ | ३ | शास्त्रदृष्ट्या | शास्त्रदृष्ट्या |
| ८८ | २७ | क्वचित | क्वचित् |
| ९० | २ | कृशांगा | कृशांग्याः |
| ९४ | ७ | जनानम | जनानाम् |
| ९६ | ६ | वहिः | बहिः |
| ९६ | २८ | एप | एष |
| ९७ | ५ | एवमानन्दशब्दस्यवहुकृत्वो | एवमानन्दशब्दस्यबहु |
| १०० | ४ | म्लेच्छाकान्ता | म्लेच्छाक्रान्ता |
| १०२ | २२ | गंगावगाहाभ्द्वतिं | गंगावगाहाभ्द्वति |
| १०६ | २२ | प्रकटित रस | प्रकटितरस |
| १०६ | २४ | बह्मलोकावतार्णा | ब्रह्मलोकावतीर्णा |
| ११० | १८ | कर विल्व | करविल्व |
| ११२ | २१ | सुर धुनी | सुरधुनी |
| ११४ | २१ | जन महित | जनमहित |

| | | | |
|---|---|---|---|
| ११४ | २२ | भुवां | भुवः |
| ११४ | २२ | मण्डयान्ते | मण्डयान्ति |
| ११४ | २४ | स्रूमतयो | स्रुमतयो |
| ११५ | २० | कामिनर्नां | कामिनीनां |
| ११७ | ५ | प्राकार बुद्धि | प्राकारबुद्धि |
| ११८ | १० | ++नर्थ शका++ | +नर्थशंका++ |
| ११८ | ११ | र्ज्ञातं | ज्ञातं |
| १२० | १३ | बितिद्दमनसां | विनिद्मनसां |
| १२१ | ८ | केदार स्थान | केदारस्थान |
| १२३ | ५ | विरार्चत | विरचितं |

